ज्ञानप्रदान माळा । मणको २.

भगवान श्री रामकृष्ण परमहंसनां

# उपदेशामृत ।

" પ્રથમ તમે જાતે ધાર્મિક બનો
અને સત્યની પ્રાપ્તિ કરો. "

भ. श्री रामकृष्ण परमहंस ।

श्री रामकृष्ण सेवा समिति ।

मूल्य ०-३-०

# નિવેદન.

"ઓગણીસમી શતાબ્દીના આ મહાન્ આચાર્ય પોતાના ધર્મ-ઉપદેશ માટે પોતે કાંઇ પણ હક કરતા ન હતા. તેઓ કોઇ ધર્મ ઉપર કોઈ પ્રકારનું આક્રમણ કરતા ન હતા. કારણ કે વિશ્વના સર્વ ધર્મો એક સનાતન ધર્મનાં અંગ-પ્રત્યંગ છે, એવી તેમને સંપૂર્ણ પ્રતીતિ હતી." આ શબ્દો શ્રી રામકૃષ્ણના પ્રાણસ્વરૂપ સ્વામી વિવેકાનંદજીના છે. એ મહાન્ પુરૂષની જીવનજ્યોતિ અત્રે ગુજરાતમાં પણ પ્રકટે તે હેતુથી અત્રે તેમની જયન્તી ઉજવવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. એ પુણ્ય પ્રસંગે યથાશક્તિ જ્ઞાન-પ્રદાન કરવા માટે આ વર્ષે આ બીજો મણકો **વિના મૂલ્યે** સર્વને વહેંચવામાં આવે છે. થોડાંક પુસ્તકોની **પડતર** કિંમત ૦-૩-૦ રાખવામાં આવી છે.

પૂર્વકાળમાં આપણી ધર્મ પ્રધાનભૂમિમાં જ્ઞાનપ્રચાર વિના મૂલ્યેજ હતું પણ અત્યારે તે દશા બદલાવાને લઇને નષ્ટપ્રાય થયેલ છે. યુરોપમાં બાઇબલસોસાયટી જેવી સંસ્થાઓ કાઢીને ધર્મનાં પુસ્તકો મફત અથવા નહિ જેવી કિંમતે વહેંચવામાં આવે છે. અમારે પણ તેવીજ ઇચ્છા છે પણ મદદની અપેક્ષા છે. તે સર્વ સમર્થ પ્રભો યથાયોગ્ય કરશેજ. તા. ૨૮-૨-૨૨

**શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ.**

ભારતજીવન કાર્યાલય—**અમદાવાદ.**



श्री रामकृष्ण परमहंसदेवनां

# उपदेशामृत.



## आत्मज्ञान.

૧. મનુષ્ય જો પોતાને ઓળખે તો ભગવાનને ઓળખી શકે. " હું કોણ છું. " એનો બરાબર વિચાર કરતાં જણાશે કે: " હું " એવી કોઇ વસ્તુ જ નથી. હાથ, પગ, રક્ત, માંસ ઇત્યાદિ, એમાંનું કોણ " હું ? " જેમ ડુંગળીનાં છોડાં ઉખેડતાં ઉખેડતાં છેવટે છોડુંજ રહી જાય છે, અને બીજું કાંઇ જણાતું નથી તેજ પ્રમાણે વિચાર કરી જોતાં "હું" જેવી કોઇ વસ્તુ જણાતી નથી. અંતે જે રહે છે તે આત્મા—ચૈતન્ય. " હું " અને " મ્હારૂં " એ ભાવના દૂર થવાથી ભગવાન દર્શન દે છે.

૨. " હું " બે પ્રકારનું છે. એક અપક્વ અને

એક પરિપકવ. મ્હારૂં ઘર, મ્હારાં બાળકો, મ્હારી સમ્પત્તિ, એ અપકવ " હું " અને પરિપકવ એટલે " હું " તે ( ઇશ્વર )નો દાસ છું. હું તે ( ઇશ્વર )નો સંતાન છું. હું નિત્ય મુક્ત જ્ઞાન-સ્વરૂપ છું.

૩. એક મનુષ્યે શ્રીરામકૃષ્ણ પરમહંસદેવને પ્રાર્થના કરી હતી કેઃ " મ્હને એક વાકયમાં જ્ઞાન થાય એવો ઉપદેશ આપો. " પરમહંસદેવે ઉત્તર દીધું. " ब्रह्मसत्यं जगन्मिथ्या । એ વાક્યનું મનન કરો. " એમ કહી તેઓ ચુપ થઈ ગયા.

૪. શરીર હોય છે ત્યાં સુધી " મ્હારૂં " અને " હું " એ તદ્દન જતું રહેતું નથી. એનો થોડો અંશ પણ રહે છેજ. જેમ નારિયેળ ઝાડ ઉપરથી પડી જાય છે છતાં તેને એક છેડે ડાઘ રહી જાય છે તેમ. પરંતુ એવું સામાન્ય " મમત્વ " ( હું અને મ્હારૂં ) મુક્ત પુરૂષોને બંધન-કર્ત્તા થતું નથી.

૫. નાગાબાવા તોતાપુરીને પરમહંસદેવે પૂછ્યું હતું કેઃ " તમારા જેવી અવસ્થામાં તમને નિત્ય ધ્યાન કરવાની આવશ્યકતા શી ? " તોતાપુરીએ ઉત્તર દીધુંઃ " લોટો નિત્ય માંજવામાં ન આવે તો

તેના ઉપર ડાઘ પડી જાય. તેજ પ્રમાણે નિત્ય ધ્યાન કરવામાં ન આવે તો ચિત્ત અશુદ્ધ થાય. " પરમહંસદેવે ઉત્તરમાં કહ્યું કે: " પણ જો લોટા સોનાનો હોય તો ડાઘ પડે નહિ. " અર્થાત્ જેને સચ્ચિદાનંદની પ્રાપ્તિ થઇ છે તેને માટે સાધન–ભજનની આવશ્યકતા નથી.

૬. પોતાના અસ્તિત્વનું જ્ઞાન હોય તેને પારકાના અસ્તિત્વનું પણ જ્ઞાન હોય છે. જેમ પ્રકાશનું જેને જ્ઞાન હોય છે તેને અન્ધકારનું પણ જ્ઞાન હોય છે જ. જેને પાપનું જ્ઞાન છે તેને પુણ્યનું પણ જ્ઞાન હોય છેજ. જેને "સારા"નું જ્ઞાન છે તેને "નરસા"નું પણ જ્ઞાન હોય છેજ.

૭. જેમ પગમાં જોડા પહેરીને લોકો સ્વેચ્છાપૂર્વક કાંટાપર પગ મૂકીને પસાર થઇ શકે છે તેજ પ્રમાણે તત્વજ્ઞાનરૂપ આવરણ ધારણ કરીને મનુષ્યમન આ કંટકમય સંસારમાં વિચરણ કરી શકે છે.

૮. એક સાધુ સર્વદા જ્ઞાનોન્મત્ત અવસ્થામાં નિવાસ કરતો. કોઇની સાથે વાર્તાલાપ કરતો નહિ. લોકો તેને " ગાંડા " તરીકે ઓળખતા. એક દિવસ

ગામમાં ભિક્ષા કરી લાવ્યા પછી તે સાધુ એક કૂતરા પર બેસી ભિક્ષા–અન્ન પોતે ખાવા લાગ્યા અને કૂતરાને ખવડાવવા લાગ્યા. એ જોઇ અનેક મનુષ્યો એકત્ર થઈ ગયાં. તેમાંના કોઇ તેમને "ગાંડા" કહી હસવા લાગ્યા. એ જોઇ સાધુએ લોકોને કહ્યું કે: તમે હસો છો શા માટે?

**विष्णुपरि स्थितो विष्णुः**
**विष्णु खादति विष्णवे ।**
**कथं हससि रे विष्णो**
**सर्वं विष्णुमयं जगत् ॥**

૯. જ્યાં સુધી ઇન્દ્રિયો બહાર ભટકતી હોય છે ત્યાં સુધી અજ્ઞાનતા હોય છે અને જ્યારે તે આંતરમાં વળે છે ત્યારેજ જ્ઞાન થાય છે. જે અંતરમાં ભાવના રાખે છે તેને બહાર પણ ભગવદ્‌ની લીલાજ જણાય છે. તેનું મન બહાર પણ ભગવાનજ દેખે છે.

## ईश्वर ।

૧. ભગવાન સર્વના હૃદયમાં કેવી રીતે વિરાજી રહ્યો છે તે જાણો છો? જેમ પડદા (ચક)ની અંદર

જનાનખાનાની સ્ત્રીઓ રહે છે તેમ. જનાનખાનાની સ્ત્રીઓ પડદામાંથી બહારના માણસોને જોઇ શકે છે પણ બહારનાં માણસો તેમને જોઇ શકતા નથી. તેજ પ્રમાણે ભગવાન પણ સર્વ જીવોમાં નિવાસ કરી રહ્યા છે.

૨. દીપકનો ગુણ પ્રકાશ આપવાનો છે. કોઇ તેના વડે અન્ન રાંધે છે, કોઇ પાણી ગરમ કરે છે, અને કોઇ તેના વડે ભાગવત આદિ ધર્મ ગ્રંથો વાંચે છે. તે શું કાંઇ "પ્રકાશ"નો દોષ કહેવાય ? અર્થાત્ કોઈ માણસ ભગવાનને નામે મુક્તિનો યત્ન કરે છે અને કોઇ ચોરી કરવાનો યત્ન કરે છે, તેથી શું કાંઇ ભગવાનને દોષ દેવાય ?

૩. જેની જેવી ભાવના તેને તેવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ભગવાન તો કલ્પતરૂ છે. તેની પાસે જે મનુષ્ય જે પ્રાર્થના કરશે તે તેને મળશે. ગરીબનો પુત્ર વિદ્યાભ્યાસ કરી હાઇકોર્ટનો જડજ થઇ મનમાં માને છે કેઃ "હું સુખમાં છું." ભગવાન પણ તે વખતે કહે છે કેઃ "તું એમાંજ સુખ માન." ત્યાર પછી જ્યારે તે પેન્શન લઈ ઘેર બેસે છે ત્યારેજ

તેને જ્ઞાન થાય છે કે: “ જીવનમાં આ શું કર્યું ? ” ભગવાન પણ તે સમયે કહે છે કે: “ હા, હા, તેં શું કર્યું તેનો વિચાર કરી જો. ” ( અર્થાત્ હાઇ-કૉર્ટના જડજ થવામાંજ જીવનનું મહત્વ માન્યું. ભગવાનના ભક્ત થવામાં નહિ. )

૪. બ્રહ્મ અને શક્તિમાં ભેદ નથી. તે અભેદ છે. બ્રહ્મ જે સમયે નિષ્ક્રિય અવસ્થામાં હોય છે તે સમયે તેને શુદ્ધ બ્રહ્મ કહે છે અને જ્યારે સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય ઇત્યાદિ કરે છે ત્યારે તે તેની શક્તિ-નુંજ કામ કહેવાય છે.

૫. એક દિવસ ઇશ્વર સંબંધી વાર્તાલાપ કરતાં મથુરબાબુએ પરમહંસદેવને કહ્યું: “ મહારાજ ! ભગવાનને પણ જગત્‌ના નિયમો માનવા પડે છે. તેની ઇચ્છા થાય તો પણ ઇચ્છાનુસાર કાર્ય કરી શકે નહિ. ” પરમહંસદેવે કહ્યું: “ એમ કેમ થાય વારૂ ? તે તો ઇચ્છામય છે. તે ઇચ્છાનુસાર કાર્ય કરી શકે છે. તેને કોઈ નિયમનો બાધ આવતો નથી.” મથુરબાબુએ કહ્યું: “ તેની ઇચ્છા હોય તો આ લાલ-જવા ફુલના વૃક્ષ ઉપર શું સફેદ જવા ફુલ

ઉગી શકે ? ” પરમહંસદેવે કહ્યું: “ હા, તેમ થઇ શકે. તેની ઇચ્છા થાય તો એજ લાલ–જવા ફુલના વૃક્ષ ઉપરજ સફેદ જવા–ફુલ ઉગી શકે. ” મથુરબાબુને એ વચન ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થઇ નહિ. પરંતુ ભગવાનની લીલા કોણુ જાણી શકે છે ? થોડા દિવસ પછી દક્ષિણેશ્વરના બગિચામાં જવા–ફુલના એક વૃક્ષની એક ડાળ ઉપર લાલ–ફુલ અને બીજી ડાળ ઉપર સફેદ–ફુલ જોવામાં આવ્યાં. પરમહંસદેવે તે બન્ને ફુલવાળી આખી ડાંખળી ઉખાડી લઇ મથુરબાબુને બતાવી. એકજ ડાળ ઉપર લાલ અને સફેદ જવા–ફુલ જોઇ મથુરબાબુ બહુ આશ્ચર્ય પામી બોલ્યા કે: “ મહારાજ ! હવે તમારી સાથે વાદવિવાદ નહિ. કરૂં. ભગવાન ઇચ્છામય છે. તેને જગત્‌ના નિયમનો બાધ નથી. ”

૬. સાકાર અને નિરાકારનું સ્વરૂપ જાણો છો ? જેમ જળ અને બરફ. જ્યારે જળ બંધાયલું હોય છે ત્યારે સાકાર અને જ્યારે તે પીગળી જઇ જળ થાય છે ત્યારે નિરાકાર.

૭. ભીષ્મદેવે દેહત્યાગ કરતી વખતે બાણ-

શય્યાપર શયન કર્યું હતું, તે સમયે તેમનાં નેત્રમાંથી અશ્રુપાત થતો હતો, એ જોઇ અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું: " મહારાજ ! કેવું આશ્ચર્ય ? ભીષ્મપિતામહ, જેઓ સત્યવાદી, જિતેન્દ્રિય. જ્ઞાની અને અષ્ટ વસુમાંના એક વસુ છે તેઓ પણ દેહત્યાગ સમયે માયાને લીધે અશ્રુપાત કરે છે. " શ્રીકૃષ્ણે ભીષ્મદેવને એ સંબંધી પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે:" કૃષ્ણ ! તમે તો સારી પેઠે જાણો છો કે: હું તે માટે અશ્રુપાત કરતો નથી. હું તો એટલા માટે અશ્રુપાત કરૂં છું કે: " ભગવાનની લીલા કિંચિત્ પણ સમજાતી નથી. જે મધુસૂદનના નામનો જપ કરવાથી લોકો વિપત્તિમાંથી ઉદ્ધાર પામે છે તેજ મધુસૂદન પાંડવોના સારથિ–સખારૂપે થઇ રહ્યા છે છતાં પણ પાંડવોની વિપત્તિ ઓછી થઇ નહિ. "

૮. પરમહંસદેવના પરમ ભક્ત મથુર બાબુ સાથે કાશી ધામની યાત્રા સમયે પરમહંસદેવ એક દિવસ ત્રૈલંગ સ્વામીનાં દર્શન કરવા ગયા હતા. પરમહંસદેવે સ્વામિજીને પ્રશ્ન કર્યો કે: " ઇશ્વર તો એક છે છતાં લોકો તેને અનેક કહે છે તેનું કારણ શું ? "

ત્રૈલંગ સ્વામીએ મૌન વ્રત ધારણ કર્યું હતું. તેમણે એક આંગળી ઉંચી કરી સહજ ધ્યાનસ્થ થઇ ઈશારતમાં સમજાવ્યું કે: " તેનું ધ્યાન ધરી જોવાથી સમજી શકાય છે કે તે એકજ છે, પણ તર્ક-વિચાર કરવાથી અનેક હોવાનું સમજાય છે. "

૯. જે [ ઇશ્વર ] સાકાર થયો છે તેજ નિરાકાર છે. ભક્ત સમક્ષ તે સાકારરૂપે ઉત્પન્ન થઈ દર્શન દે છે. જેમ કે મહાસમુદ્ર અનન્ત જળથી ભરેલો છે, તેનો કિનારોજ જણાતો નથી. માત્ર કોઈ કોઇ સ્થળે બહુ ટાઢને લીધે જળ બંધાઇ જઇ બરફ થયેલો જોવામાં આવે છે. તેજ પ્રમાણે ભક્તના ભક્તિરૂપી હિમથી ભગવાનનાં સાકારરૂપે દર્શન થાય છે. જેમ સૂર્યોદય થતાંજ તાપને લીધે બરફ ગળી જાય છે અને પૂર્વના પેઠે જળનો આકાર ધારણ કરે છે તેજ પ્રમાણે જ્ઞાનરૂપી સૂર્ય ઉદય થતાંજ આકારરૂપ બરફ ગળી જઇ જળ થઇ જાય છે અને સર્વ નિરાકાર સ્વરૂપ જોવામાં આવે છે.

## माया.

૧. માયાનો સ્વભાવ કેવો છે તે તમે જાણો

છો ? જેમ જળનું ખાબોચિયું ઉલેચી નાંખીએ તો પાણી જતું રહે, અને વરસાદ પડે કે ભરાઇ જાય. તેજ પ્રમાણે જ્યાં સુધી વિચાર કરો, સાધુ સંગ કરો ત્યાંસુધી ચિત્ત શુદ્ધ. જાણે વિકારજ નથી પણ વિષય વાસનાઓનાં ઝાપટાં પડયાં કે (માયાના) આવરણથી ભરપૂર !

૨. સર્પના મુખમાં વિષ હોય છે. જ્યારે તે આહાર કરે છે ત્યારે તેને તે વિષનો ગુણ લાગતો નથી પરંતુ જ્યારે તે અન્યને કરડે છે ત્યારે તેને વિષ ચઢે છે. તેજ પ્રમાણે ભગવાનમાંજ માયા રહે છે છતાં તે તેમને મુગ્ધ કરી શકતી નથી. અન્યને તે માયા મુગ્ધ કરી નાંખે છે !

૩. માયા કોને કહે છે તે જાણો છો ? પિતા, માતા, ભાઇ, ભગિનિ, સ્ત્રી, પુત્રી, ભાણેજ, બનેવી, ભાભી, વગેરે આત્મીય સ્વજનો પ્રત્યે જે પ્રેમભાવ અને લાગણી તેજ માયા, અને દયા અર્થાત્ સર્વ ભૂત માત્રમાં અમારા ભગવાનનો નિવાસ છે એમ જાણી સર્વ ઉપર સમાન પ્રેમભાવ રાખવો તે.

૪. જેના શરીરમાં ભૂતે પ્રવેશ કર્યો હોય છે તે

જો સમજી શકે કે મ્હારા શરીરમાં ભૂત છે તો ભૂત ન્હાસી જાય. તેજ પ્રમાણે માયાવડે ઘેરાયલા જીવો જો એક વખત પણ જાણી શકે કે: તેને માયાએ ઘેર્યો છે તો તેજ ક્ષણે માયા તેની પાસેથી દૂર થઇ જાય.

૫. જીવાત્મા અને પરમાત્માની વચમાં માયાનું આવરણ છે. માયાનું એ આવરણ દૂર ન થાય તો તો પરસ્પર–એક બીજાનો સાક્ષાત્કાર થાય નહિ. જેમ આગળ રામ, વચમાં સીતા અને પાછળ લક્ષ્મણ. રામ એ પરમાત્મા, અને લક્ષ્મણ એ જીવાત્મારૂપ જાણો. વચમાં સીતાજી છે તે માયાનું આવરણ સમજો. જ્યાંસુધી સીતા માતા વચમાં છે ત્યાંસુધી લક્ષ્મણ રામનાં દર્શન ન કરી શકે. તેજ પ્રમાણે માયા જો દૂર થાય તો જીવાત્મા પરમાત્માનાં દર્શન કરી શકે. જેને પરમાત્માનાં દર્શન કરવાં હોય તેણે માયાના મોહમાંથી દૂર રહેવું. જે જે મહાપુરૂષો અને સાધુ સંતોને ઇશ્વરદર્શન થયાં છે તેઓ માયાથી મુક્ત હતા.

૬. માયા બે પ્રકારની છે. (૧) વિદ્યા અને (૨) અવિદ્યા. તેમાં પણ વિદ્યા માયાના બે પ્રકાર

છે. (૧) વિવેક અને (૨) વૈરાગ્ય. વિદ્યા માયાનો આશ્રય ગ્રહણ કરવાથી જીવ ભગવાનનું શરણ લઇ શકે છે. અવિદ્યા માયા છ પ્રકારની છે. કામ, ક્રોધ, લોભ મોહ, મદ અને માત્સર્ય. અવિદ્યા માયા "હું" અને "મ્હારૂં" એવા જ્ઞાનથી મનુષ્યોને બંધનમાં રાખે છે. પરંતુ વિદ્યા માયાના પ્રકાશથી જીવોની અવિદ્યા માયા એકદમ નાશ પામે છે. માટેજ વિદ્યા માયાનો પ્રકાશ પ્રાપ્ત કરો.

૭. જ્યાંસુધી જળ ધોળાયલું હોય છે ત્યાંસુધી તેમાં ચંદ્ર, સૂર્યનું સ્વચ્છ પ્રતિબિંબ જણાતું નથી. તેજ પ્રમાણે માયા અર્થાત્ "હું" અને "મ્હારૂં" એવું અહં જ્ઞાન જ્યાંસુધી દૂર નથી થતું ત્યાંસુધી આત્માનો યથાર્થ સાક્ષાત્કાર થતો નથી. હૃદય સ્વચ્છ કરો. આત્મ દર્શન થશે.

૮. સૂર્ય પૃથ્વિપર પ્રકાશ પાડી રહ્યો છે પરંતુ એક ન્હાનકડું વાદળું સૂર્યને ઢાંકી દે છે તો સૂર્ય કે સૂર્યનો પ્રકાશ દૃષ્ટિગોચર થતો નથી, તેજ પ્રમાણે સર્વ વ્યાપક, અને સર્વ–સાક્ષિ સ્વરૂપ સચ્ચિદાનંદને આપણે સામાન્ય માયાને લીધેજ જોઇ શકતા નથી.

તે માયારૂપી વાદળમાંથી ઢંકાયલો છે. માયારૂપી વાદળું દૂર થતાંજ આનંદ ! આનંદ !

૯. જેમ તળાવની એક બાજુના ખાબોચિયામાંથી પાણી કાઢી નાંખીએ તો પણ પુનઃ તેમાં પાણી આવી ભરાઈ જાય છે તેજ પ્રમાણે માયાને દૂર કરીએ છતાં પણ પુનઃ તે આવી ચિત્તને ઘેરે છે. પણ જો ખાબોચીયાની એક બાજુમાં ઇંટોવડે એક ઘેરો ચણી લેવામાં આવે તો પછી જળ તેમાં ભરાઇ શકતું નથી. તેજ પ્રમાણે માયાને દૂર કરી જ્ઞાન–ભક્તિરૂપી ઘેરો ચણી લેવામાં આવે આવે તો પછી ત્યાં માયા પ્રવેશ કરી શકે નહિં. પછી તો કેવળ સચ્ચિદાનંદ પ્રકાશી રહે.

૧૦. દક્ષિણેશ્વરમાં કાલિમંદિરના નોબતખાનામાં એક સાધુ નિવાસ કરતો હતો. તે સાધુ કોઇની જોડે વાર્તાલાપ કરતો નહિ. કેવળ સર્વદા ધ્યાન, ધારણામાંજ નિમગ્ન રહેતો. એક દિવસ એકાએક વાદળાં થયાં. ચારે દિશામાં અંધકાર ફેલાયો. થોડીવાર પછી વાવંટોળીયાએ આવી વાદળાં વિખેરી નાંખ્યાં. એ જોઇ સાધુ નૌબતખાનામાંથી બહાર આવી નૌબત-

ખાનાના ઓટલાપર આવી હાસ્ય અને નૃત્ય કરવા લાગ્યા. એ જોઇ પરમહંસદેવે પૂછ્યું: " તમે તો નિત્ય ઓરડામાં ગુપચુપ ભરાઈ રહો છો. આજે આટલો બધો આનંદ અને નૃત્ય આદિ કરો છો તેનું કારણ શું ? " સાધુએ ઉત્તર દીધો: " સંસારની માયા એવીજ છે. પ્રથમ આકાશ સ્વચ્છ હોય છે, પછી એકાએક વાદળાં આવી અંધકાર ફેલાય છે પણ થોડીવાર પછી ( આકાશ ) પુનઃ પૂર્વે જેમ હતું તેમ સ્વચ્છ થઇ જાય છે. "

## जीवनी अवस्था.

૧. મનુષ્ય એટલે જાણે તકીયા ઉપરનું ખોળીયું. તકીયા પર ચઢેલા ખોળીયાંમાં કોઈ લાલ, તો કોઇ પીળું, તો કોઈ કાળું જણાય છે પરંતુ સર્વની અંદર રૂ તો હોય છેજ. તેજ પ્રમાણે મનુષ્યોમાં પણ કોઇ સુંદર તો કોઇ શ્યામ રંગનું હોય છે. કોઇ સાધુ અને કોઇ ચોર હોય છે. પરંતુ સર્વના હૃદયમાં તે એક ઇશ્વરજ વિરાજી રહ્યો છે.

૨. સંસારમાં બે પ્રકારના મનુષ્યો જોવામાં આવે છે. કેટલાક સૂપડાના જેવા ગુણવાળા અને કેટલાંક

ચાલણીનાં જેવાં ગુણવાળાં. સૂપડું ઝટકાતાં જેમ અસાર વસ્તુ દુર પરિત્યાગ કરી સાર વસ્તુ જે અન્ન તેનો સંગ્રહ કરે છે તેજ પ્રમાણે કેટલાંક મનુષ્યો સંસારની અસાર વસ્તુ ( કામિની કાંચન આદિ )નો પરિત્યાગ કરે છે અને સાર વસ્તુ ભગવાનનેજ ગ્રહણ કરે છે, અને ચાલણી જેમ સાર વસ્તુનો ત્યાગ કરી અસાર વસ્તુનો સંગ્રહ કરે છે તેજ પ્રમાણે સંસારમાં કેટલાંક મનુષ્યો ઇશ્વરનો ત્યાગ કરી અસાર વસ્તુ કામિની કાંચન આદિને ગ્રહણ કરે છે. તમે સૂપડાના જેવા ગુણ ધારણ કરો. ચાલણીના જેવા ગુણ ધારણ કરવાથી અનેક દુઃખ દર્દના ભોગ થવું પડશે.

૩. વિષયી મનુષ્યોનું મન છાણના કીડા જેવું હોય છે. છાણના કીડાને છાણમાં રહેવાથીજ આનંદ થાય છે. છાણ સિવાય બીજી વસ્તુમાં તેને મૂકીએ તો તે તેને પસંદ પડતું નથી. જો તે કીડાને જોરજુલમથી કમળના ફુલમાં મૂકી દઇએ તો તડફડાટ કરીને મરણ પામશે. વિષયી મનુષ્યોનું મન પણ તેવુંજ સમજવું. વિષયની વાર્તા સિવાય બીજું તેમને પસંદ પડતું

નથી. તેવા જીવો સમક્ષ જો ઇશ્વરનો પ્રસંગ કથવામાં આવે તો તેઓ તે સ્થાનનો ત્યાગ કરી જે સ્થળે તેમના મનને રૂચે એવી વાતો થતી હોય છે ત્યાંજ જઇ બેસે છે. (અનેક દ્રવ્યયના લોભી વ્યાપારીઓની પણ એવીજ ગતિ છે!)

૪. કેટલાંક માછલાં જાળમાં સપડાતાંજ ન્હાસી જવાનો પ્રયત્ન કરતાં નથી. જાળમાંજ પડયાં રહે છે પણુ કેટલાંક માછલાં તો જાળમાંથી ન્હાસી જવા માટે કૂદકા મારે છે, છતાં ન્હાસી શકતાં નથી. વળી એક પ્રકારનાં એવાં માછલાં છે કે જેઓ જાળ તોડીને પણુ ન્હાસી જાય છે. એજ પ્રમાણે આ સંસારમાં ત્રણુ પ્રકારના જીવો હોય છે. બદ્ધ, મુમુક્ષુ અને મુક્ત. બદ્ધ જીવો સંસારની મોહજાળમાં સપડાઇ રહે છે. મુમુક્ષુઓ વિષયભોગની જાળમાંથી મુકત થવા તરફડાટ કરી રહે છે અને મુકત જીવો વિષય જાળને તોડી–ફોડી ઝટ દૂર ન્હાસી જાય છે.

૫. એક માછણુ રસ્તે જતાં રાત પડવાથી અને આકાશમાં વરસાદનાં વાદળાં ચઢી આવવાથી એક માળીના બગિચામાં ગઇ. માળીએ પુષ્પ ભરેલા

એક ઓરડામાં તેને આશ્રય આપ્યો, પરંતુ તેને ઉંઘ આવી નહિ. ઘણી વારે તે સમજી શકી કે બગિચામાં અનેક જાતનાં સુગંધી પુષ્પ ખીલ્યાં છે તેની સુગંધથી ઉંઘ આવતી નથી. તેજ ક્ષણે તેણે પોતાની માછલાં ભરવાની ટોપલીમાં થોડું જળ છાંટી મસ્તકે ઓઢી સુતી કે તરત નિદ્રા આવી. :જેને માછલાંની ગંધની ટેવ પડેલી તેને પુષ્પની ગંધથી ઉંઘ કેમ આવે? તેજ પ્રમાણે વિષયના કીડા જેવા બદ્ધ જીવો માછણની પેઠે સંસારની સડેલી દુર્ગંધ સિવાય જીવી શકે નહિ! તેને હરિકથા કે ભક્તિમાર્ગ સારો કેમ લાગે?

૬. કબુતરના બચ્ચાંને ગળે હાથ ફેરવતાંજ તે ગટરગૂં, ગટરગૂંનો અવાજ કરે છે તેજ પ્રમાણે વિષયી–બદ્ધ જીવો સાથે વાર્તાલાપ કરતાંજ જણાય છે કે: તેમના અંતઃકરણમાં વિષય–વાસના ગર્જના કરી રહી છે. તેમને વિષય–વાર્તા સારી લાગે છે. ધર્મકથા તેમને સારી લાગતી નથી.

૭. જે માણસ મૂળા ખાય છે તેને મૂળાનાજ ઓડકાર આવે છે. તેજ પ્રમાણે જે મનુષ્ય ધાર્મિક

છે તેની સાથે વાર્તાલાપ કરતાં ધર્મ-કથાજ સાંભળ-વામાં આવશે અને જેઓ વિષયી છે તે કેવળ વિષયનીજ વાર્તા કહેશે.

૮. માખી બે પ્રકારની હોય છે. એક પ્રકારની માખીને મધમાખી કહે છે. તે મધ સિવાય બીજું કાંઈ પણ આહાર કરતી નથી, અને તે મધ ઉપરજ બેસે છે. બીજી એક પ્રકારની માખી એવી હોય છે કેઃ તે મધ ઉપર (ગળ્યા પદાર્થ ઉપર) પણ બેસે છે અને ક્ષણ પછી સડેલા દુર્ગંધમય પદાર્થ ઉપર પણ બેસે છે. એજ પ્રમાણે બે પ્રકારનાં મનુષ્યો જોવામાં આવે છે. જેઓ ઇશ્વર-પ્રેમી હોય છે તેઓ ભગવાન સિવાય અન્ય કથા કહી શકતાજ નથી. પરંતુ જેઓ સંસાર-આસક્ત જીવો છે તેઓ ઇશ્વર-કથા શ્રવણ કરતા હોય છતાં પણ જો કોઇ કામિની-કાંચનની વાતો કહેતું હોય છે તો ઝટ (ઇશ્વર-કથાનો ત્યાગ કરી) તે વાતો તરફ દોરાઇ જાય છે.

૯. વિષય-બદ્ધ જીવો હોય છે તે પોતે હરિ-નામ શ્રવણ કરતા નથી અને બીજાને સાંભળવા દેતા પણ નથી. તેઓ તો કેવળ ધર્મ અને ધાર્મિકોની

નિન્દાજ કર્યા કરે છે. જો કોઇ ધ્યાન, ધારણા, ઉપાસના કરતું હોય તો તેની નાના પ્રકારની હાસ્ય-મશ્કરી કરે છે !

૧૦. મગરના શરીરે હથિયાર વાગતાં હથિયાર ભાંગી જાય છે. તેને કોઇ હથિઆર વાગતું નથી તેજ પ્રમાણે બદ્ધ-જીવો સમક્ષ ગમે તેટલી ધર્મકથા કહેશો તો પણ તેમને કાંઇ પણ જ્ઞાન થશે નહિ. તેમના કઠોર અંતઃકરણને સ્પર્શ કરશે નહિ !

૧૧. સૂર્યનાં કિરણો સર્વ સ્થાનમાં એક સરખાં પડવા છતાં જળમાં, આરસીમાં, અને સર્વ સ્વચ્છ વસ્તુઓની અંદર તેનો પ્રકાશ વિશેપ જોવામાં આવે છે. તેજ પ્રમાણે ભગવાનનો વિકાસ સર્વ હૃદયોમાં હોવા છતાં તેનો પ્રકાશ સાધુઓના હૃદયમાં વિશેષ રૂપે જોવામાં આવે છે.

૧૨. ખાવાના સર્વ ઘૂઘરાનું ઉપલું પડ લોટનું ( એક સરખું ) હોવા છતાં તેમાં ભરેલા પૂરણમાં ભેદ હોય છે. કોઇમાં દુધના માવાનું પૂરણ ભરેલું હોય છે ત્યારે કોઇમાં બદામ, પિસ્તાં, કોપરાંની છીણ વગેરેના પૂરણથી બનાવેલા હોય છે. તેજ

પ્રમાણે સર્વ મનુષ્યો એકજ જાતિનાં હોવા છતાં તેમના ગુણ જૂદા જૂદા હોય છે.

૧૩. સર્વ "જળ" નારાયણ રૂપ ખરૂં પરંતુ સર્વ જળનું પાન થઇ શકતું નથી. કોઇ જળ દુર્ગંધ મારતું હોય છે ત્યારે કોઇ જળ ખારૂ હોય છે. તેજ પ્રમાણે સર્વ સ્થળમાં ઇશ્વરનો નિવાસ છે ખરો, પરંતુ સર્વ સ્થાનમાં જઇ શકાતું નથી. જેમ કોઇ જળ વડે પગ ધોઇ શકાય છે અને કોઈ જળનું પાન થઇ શકે છે. વળી કોઇ દુર્ગંધીમય જળને સ્પર્શ પણ કરી શકાતો નથી. તેજ પ્રમાણે કોઇ સ્થળમાં જઇ શકાય છે અને કોઇ સ્થળથી તો દૂર ન્હાસવાનુંજ મન થાય છે.

૧૪. વાઘમાં પણ ઈશ્વરનો નિવાસ છે એ ખરૂં પરંતુ વાઘની સ્હામે જવું ઉચિત નથી. નઠારા ચરિત્રવાળા મનુષ્યોમાં ઇશ્વર છે ખરો પરંતુ તેમની સંગતિ કરવી ઉચિત નથી.

૧૫. એક ગુરૂએ શિષ્યને ઉપદેશ દેતાં કહ્યું કે "સર્વ પદાર્થ નારાયણ રૂપ છે. શિષ્યે તે સત્ય માની લીધું, એક દિવસ રસ્તામાં એક હાથી આવતો

હતો. તેનાપર બેઠેલા મ્હાવતે કહ્યું: "દૂર થાઓ." શિષ્યે વિચાર્યું કે: "હું શા માટે દૂર થાઉં? હું નારાયણ છું. હાથી પણ નારાયણ છે. નારાયણ સ્હામે નારાયણને ભય કેવો?" તે દૂર હઠયો નહિ, અને હાથીએ તેને શુંઢ વડે દૂર ફેંકી દીધો. તેને બહુ વાગ્યું. શિષ્યે ગુરૂ પાસે જઇ સમસ્ત બનાવ કહી સંભળાવ્યો. ગુરૂએ કહ્યું: "સત્ય કહો છો કે તમે નારાયણ અને હાથી એ નારાયણ પરંતુ હાથી ઉપરથી મ્હાવત રૂપે નારાયણે તમને સાવચેત કર્યા હતા. તમે મ્હાવત–નારાયણનું કથન સાંભળ્યું કેમ નહિ? સાંભળ્યું હોત તો આ સ્થિતિ થાત નહિ."

૧૬. સત્ય–મનુષ્યનો ક્રોધ કેવો હોય છે તે તમે જાણો છો? જેમ જળના બે વિભાગ કરતાંજ પુનઃ તે જળ એકાકાર થઇ જાય છે તેમ સત્ય મનુષ્યનો ક્રોધ ક્ષણ વાર ઉત્પન્ન થયા પછી શાંત પડી જાય છે.

૧૭. બ્રાહ્મણને ઘેર જન્મ ગ્રહણ કરનાર સર્વે બ્રાહ્મણ હોય છે ખરા, પરંતુ કોઇ બહુ વિદ્વાન થાય છે અને કોઇ દેવ–પૂજન કરે છે, કોઇ રસોઇ કરે છે અને કોઇ વેશ્યાને ત્યાં ધક્કા ખાય છે। બ્રાહ્મણત્વ

પ્રાપ્ત કરવા માટે બ્રહ્મ વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ.

૧૮. કસોટીના પત્થર ઉપર ઘસતાંજ સોનું કે પિતળ જણાઇ જાય છે તેજ પ્રમાણે ભગવાન સમક્ષ પવિત્ર હૃદયની અને કપટી મનુષ્યોની પરીક્ષા થાય છે.

૧૯. મનુષ્ય બે પ્રકારનાં હોય છે. ( ૧ ) મનુષ્ય અને ( ૨ ) માન–હુંસ. જેઓ ભગવાનને માટે વ્યાકુળ હોય છે તેને માન–હુંસ કહેવાય છે, અને જેઓ કામિની–કાંચન રૂપ વિષય–ભોગમાં મસ્ત છે તેઓ સાધારણ મનુષ્ય કહેવાય છે.

૨૦. બદ્ધ સંસારી જીવોને કોઇ પ્રકારે ભાન થતું નથી. સંસારમાં નાના પ્રકારનાં દુઃખ કષ્ટ અને વિષય ભોગવવા છતાં પણ તેમને ચૈતન્ય થતું નથી. ઉંટને કાંટા વાળું ઘાસ ખાવાનું બહુ ગમે છે, તે ખાતાં ખાતાં તેના મુખમાંથી દડ દડ કરતી રક્તધારા વહે છે તોપણ તે કાંટાવાળું ઘાસ ખાતાં અટકતું નથી. તેજ પ્રમાણે સંસારી મનુષ્યો જ્યારે શોક–સં-તાપ સહન કરે છે ત્યારે થોડા દિવસ ભગવત્ ભજન કર્યા પછી પુનઃ તેવા ને તેવાજ !

# ગુરુ ।

૧. ગુરૂ તો એકજ હોય છે. ઉપગુરૂ અનેક હોઇ શકે છે. જેની પાસેથી ભવસાગર પાર તરી જવાની વિદ્યા–ગુરૂમંત્ર આદિ–શિક્ષણ મળે તે ગુરૂ અને જેની પાસેથી સંસારના વિષયોમાં લપટાઇ રહેવાનું શિક્ષણ મળે તે ઉપગુરૂ. જો કે ગુરૂ દત્તાત્રયે તો ૨૪ ગુરૂ કર્યા હતા. તેમ મનુષ્ય પણ જ્ઞાન મેળવવા અનેક ગુરૂ કરી શકે.

૨. એક દિવસ એક મેદાનમાંથી જતાં જતાં ગુરૂ દત્તાત્રયે જોયું કે સ્હામેથી ઢોલ, ત્રાંસાં વગાડતો અને ખૂબ ધામધૂમ કરતો એક વરઘોડો આવે છે. બીજી તરફ એક પારધી–શિકારી એક ચિત્તે એક લક્ષ્ય રાખી એક દિશામાં શિકાર કરવા બેસી રહ્યો છે. પેલા ઠાઠ માઠવાળા વરઘોડા તરફ તેનું જરાપણ લક્ષ્યજ નથી. ગુરૂ દત્તાત્રયે પેલા પારધીને નમસ્કાર કરી કહ્યું કેઃ “ તું મ્હારો ગુરૂ. જે સમયે હું ભગવાનનું ધ્યાન ધરવા બેસીશ તે સમયે ત્હારી પેઠેજ એક ચિત્ત રાખીશ. ”

૩. એક મનુષ્ય માછલાં પકડતો હતો. ગુરૂદત્તાત્રયે

તેને પૂછયું કે. " ભાઇ ! અમુક જગ્યાએ કયે માર્ગે જઇ શકાશે ? " આ સમયે તેના ગલમાંથી માછલું લોટ ખાતું હતું, તેથી તે માણુસે ગુરૂને ઉત્તર દીધો નહિ, તે એક ચિત્તે ગલ તરફજ જોઇ રહ્યો હતો. માછલું પકડયા પછી તેણે ગુરૂદત્ત તરફ જોઇ પૂછયું: " તમે શું પૂછયું ! " ગુરૂદત્તે નમસ્કાર કરી કહ્યું: " તમે મ્હારા ગુરૂ. જે સમયે હું મ્હારા ઇષ્ટદેવનું ધ્યાન ધરવા બેસીશ તે સમયે મ્હારૂં કાર્ય પરિપૂર્ણ કર્યા વગર બીજી તરફ લક્ષ્ય દોરીશ નહિ ! "

૪. એક સમડી એક માછલું મ્હોંમાં લઇ જતી હતી. તે જોઇ સેંકડો કાગડા–સમડીઓ તેની પાછળ પડયાં, અને તે સમડીને ઘેરો ઘાલી ચાંચો મારી–બચકાં ભરી હેરાન કરવા લાગ્યાં. તે સમડી જ્યાં જતી ત્યાં બીજા પક્ષીઓ તેની પાછળ પાછળ જતાં અને તેને હેરાન કરતાં. અંતે પેલી સમડીએ પોતાના મુખમાંનું માછલું ફેંકી દીધું એટલે એક સમડીએ આવી તે ચાંચમાં લઇ ઉડવા માંડયું. એટલે તમામ કાગડા સમડીઓ પેલી સમડીને છોડી બીજી સમડીની પાછળ પડયાં ! પહેલી સમડી નિશ્ચિંત થઇ એક વૃક્ષની ડાળ

ઉપર શાંત ચિત્તે બેઠી. ગુરૂદત્તાત્રયે પહેલી સમડીની નિરાપદ શાંત–સ્થિતિ જોઇ તેને પ્રણામ કર્યા અને કહ્યું: "આ સંસારમાં ઉપાધિ ફેંકી દેવાથી ( દૂર કર્યાથી ) જ શાંતિ પ્રાપ્ત થાય છે. ઉપાધિ હોય છે ત્યારે મહાન્ વિપદ્ ભોગવવી પડે છે."

૫. એક જળાશય ઉપર બેઠેલું બગલું ધીમે ધીમે એક માછલા તરફ લક્ષ્ય રાખી તેને પકડતું જાય છે. તેની પાછળ એક શિકારી તેને મારવા ઉભો છે પરંતુ બગલું તે તરફ જરા પણ લક્ષ્ય રાખતું નથી. ગુરૂ દત્તાત્રયે બગલાને જોઇ કહ્યું: "હું જે સમયે ઇશ્વરનું ધ્યાન ધરવા બેસીશ તે વખતે ત્હારી પેઠેજ પાછું ફરીને જોઇશ નહિ! કેવળ શિકાર પ્રત્યેજ લક્ષ્ય રાખીશ."

૬. ગુરૂદત્તાત્રયનો એક ગુરૂ મધમાખી હતી. બિચારી મધમાખીઓ અનેક દિવસ પર્યંત કષ્ટ સહન કરી મધનો સંચય કરતી હતી. એટલામાં કોણ જાણે ક્યાંથી એક મનુષ્યે આવી મધપૂડો લઈ લીધો. અનેક દિવસના પ્રયાસે સંચય કરેલાં ધનનો તેઓ ઉપભોગ કરી શકી નહિ. એ જોઇ ગુરૂદત્તાત્રયે મધ-

માખીઓને નમસ્કાર કરી કહ્યું: "મહારાજ! તમે મ્હારા ગુરૂ. સંચય કરવાથી પરિણામ કેવું આવે છે તે હું તમારી પાસેથી શિખ્યો છું."

૭. "ગુરૂ મિલે લાખ, ચેલા મિલે ના એક." ઉપદેશકો તો અનેક મળે છે, પરંતુ ઉપદેશના જેવાં આચરણ કરે એવા બહુ થોડા ઉપદેશકો હોય છે.

૮. જો કોઇ પણ મનુષ્યને સાચો પ્રભુ-પ્રેમ ઉત્પન્ન થાય અને સાધન ભજનનું પ્રયોજન જાણુવામાં આવે તો નિશ્ચય તેને ગુરૂદેવ પ્રાપ્ત થાય. અધિકારી થયા પછી સાધકને ગુરૂની ચિન્તા કરવાનું કારણ નથી. જરૂર ગુરૂ મળશેજ મળશે.

૯. વૈદ્ય ત્રણ પ્રકારના હોય છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ. જે વૈદ્ય રોગીની નાડી જોઇ "ઔષધ ખાજો." એમ કહી ચાલ્યો જાય, અને રોગીએ ઔષધ ખાધું કે નહિં તેની ખબર કાઢતો નથી તે અધમ પ્રકારનો વૈદ્ય જાણવો, અને જે વૈદ્ય ઔષધ ન ખાતો હોય તેવા રોગીને મીઠા મધુરા શબ્દો કહી "ઔષધ ખાવાથી સારા થઇ જશો." વગેરે કહે તે મધ્યમ વૈદ્ય અને જે વૈદ્ય ઔષધ નહિં ખાનાર

રોગીની છાતીપર ચઢી બેસી બળપૂર્વક ઔષધ ખવ-ડાવે તેજ ઉત્તમ વૈદ્ય જાણુવો. એ પ્રમાણેજ જે ગુરૂ અથવા આચાર્ય ( ઉપદેશકો ) ધર્મનું શિક્ષણુ આપી શિષ્યની ખબર રાખતા નથી તે ગુરૂ અથવા આચાર્ય અધમ. જેઓ શિષ્યના કલ્યાણુને માટે વારંવાર તેને સમજાવ્યા કરે છે જેથી તે ઉપદેશ પ્રમાણે વર્તવા માંડે અને પ્રેમ દર્શાવે તે મધ્યમ ગુરૂ; પરંતુ જે શિષ્યો ઉપદેશ પ્રત્યે બરાબર લક્ષ્ય રાખતા નથી અને તે પાલન કરતા નથી એ જોઇ જે આચાર્ય જોરજુલમ કરીને પણુ ઉપદેશ પ્રમાણે શિષ્યને વર્તાવે છે તેજ ઉત્તમ આચાર્ય કહેવાય.

## धर्म ए प्राप्त करी शकाय छे ।

### (मात्र वांचन के विचारनी वस्तु नथी.)

૧. શાસ્ત્ર વિચારની કેટલા દિવસ આવશ્યકતા હોય છે તે જાણો છો ? જેટલા દિવસપર્યંત સચ્ચિ-દાનંદનો સાક્ષાત્કાર થતો નથી ત્યાં સુધી. જેમ ભ્રમર પુષ્પ ઉપર બેસતો નથી ત્યાં સુધી ગણુગણાટ કરે છે પણુ પુષ્પ ઉપર બેસી મધ ચૂસે છે ત્યારે

તે તદ્દન ચુપ થઇ જાય છે, પછી તે લેશ પણ ગણ-ગણાટ કરતો નથી.

૨. એક દિવસ સ્વ. મહાત્મા કેશવચંદ્રસેને દક્ષિ-ણેશ્વર પરમહંસદેવ પાસે પ્રશ્ન કર્યો કે: “ અનેક પણ્ડિતો અનેક શાસ્ત્રાભ્યાસ કરે છે પરંતુ તેમને શા માટે જ્ઞાનપ્રાપ્તિ થતી નથી ? ” પરમહંસદેવે ઉત્તર દીધો કે: “ જેમ સમડી, ગીધ આકાશમાં બહુ ઉંચે ઉડતાં હોય છે પરંતુ તેમની દષ્ટિ તો માંસ–માંછલાં તરફજ હોય છે, તેજ પ્રમાણે પણ્ડિતો અનેક શાસ્ત્રનો અભ્યાસ કરે છે તેથી શું વળ્યું ? તેમનાં મન સર્વદા કામિની=કાંચનમાં આસક્ત હોય છે તેથી તેમને જ્ઞાન–પ્રાપ્ત થતું નથી. ”

૩. પરમહંસદેવ કહેતા કે: ગ્રન્થ નહિ પણ ગ્રન્થિ એટલે ગાંઠ, વિવેક–વૈરાગ્ય સહિત ગ્રંથનો અભ્યાસ કરવામાં ન આવે તો ગ્રંથ વાંચ્યા પછી દામ્ભિકતા, અહંકારની ગાંઠ બહુ સખ્ત થાય એજ લાભ ! વિવેક–વૈરાગ્યથી ગ્રંથ વાંચવામાં આવે તો માયાની ગાંઠ છુટી જાય.

૪. પરમહંસદેવે એક તાર્કિક મનુષ્યને કહ્યું હતું

કેઃ " જો એકજ વાક્યમાં જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો મ્હારી પાસે આવો અને અનેક તર્ક, યુકિતપૂર્વક સમજવું હોય તો કેશવ ( કેશવચંદ્રસેન )ની પાસે જાઓ. "

૫. જેમ ખાલી ઘડામાં જળ ભરતાં ભફભફ શબ્દ થાય છે પરંતુ તે ભરાયા પછી શબ્દ થતો નથી તેજ પ્રમાણે જે મનુષ્યને ભગવાનનો સાક્ષાત્કાર થયો નથી તેજ ભગવાન સંબંધી અનેક વાતો કહ્યાં કરે છે પણ જેને તેનાં દર્શન થયાં છે તે સ્થિર ચિત્તે ઇશ્વરાનન્દનો ઉપભોગ કરે છે.

૬. જે મનુષ્યમાં વિવેક–વૈરાગ્ય ન હોય તેનો શાસ્ત્રાભ્યાસ મિથ્યા છે. વિવેક–વૈરાગ્ય સિવાય ધર્મ–પ્રાપ્તિ પણ થતી નથી. અમુક સત્ અને અમુક અસત્ છે એવો વિચાર કરી સત્ વસ્તુ ગ્રહણ કરવી અને દેહ જૂદો છે તથા આત્મા જૂદો છે, એવો વિચાર –બુદ્ધિનું નામ વિવેક, અને વિષયોની તૃષ્ણાથી રહિત થવું એનું નામ નામ. વૈરાગ્ય.

૭. પંચાંગમાં વિશ વસા વર્ષાદ લખેલો હોય છે, પરંતુ પંચાગ નિચોવતાં એક ટીપું પણ જળ પડતું

નથી. તેજ પ્રમાણે પુસ્તકોમાં અનેક ધર્મ વાર્તા લખેલી હોય છે, તે માત્ર વાંચી જવાથી ધર્મપ્રાપ્તિ થતી નથી, ધર્મનું તો સાધન કરવું જોઇએ-ધર્મ-પ્રાપ્તિ કરવી જોઇએ.

૮. એક બગિચામાં બે મનુષ્યો ફરવા ગયા હતાં. તેમાં જે મનુષ્યમાં વિષય-બુદ્ધિ વિશેષ હતી તે બગિ-ચામાં પેસતાંજ કેટલાં આમ્ર વૃક્ષ છે, કયા વૃક્ષ ઉપર કેટલી કેરીઓ છે, બગિચાની કિંમત કેટલી છે વગેરે અનેક વિચાર-તર્ક કરવા લાગ્યો, અને બીજો મનુ-ષ્ય બગિચાના માલિક સાથે વાતચિત કરી વૃક્ષોની ઘટામાં બેસી બે ચાર કેરીઓ પાડી તે ખાવા લાગ્યો. કહો હવે, એ બેમાંથી કોણ બુદ્ધિમાન્? કેરી ખાઓ તો પેટ ભરાય. કેવળ પાંદડાં ગણવાથી અને આટલો બધો હિસાબ કિતાબ પૂછવાથી લાભ શો? જેઓ જ્ઞાનાભિમાની છે તેઓ શાસ્ત્રમીમાંસા અને તર્ક યુક્તિ કરવામાંજ ગુંચાયલા રહે છે, પરંતુ બુદ્ધિમાન્ ઇશ્વર-ભક્તો ભગવાનની કૃપા પ્રાપ્ત કરી સંસારમાં પરમ-આનંદ ઉપભોગ કરે છે.

૯. બજારની બહાર ઉભા રહેવાથી કેવળ હો,

હો, શબ્દધ્વનિ સાંભળવામાં આવે છે : પરંતુ જ્યાં-સુધી બજારની અંદર પ્રવેશ ન કરવામાં આવે ત્યાં-સુધી તે " હો, હો, " શબ્દ સ્પષ્ટ રૂપે સમજાતો નથી. બજારની અંદર પ્રવેશ કરવામાં આવે તોજ જાણવામાં આવે કે: ત્યાં તો કોઇ ભાવતાલ પૂછે છે, કોઇ પૈસા આપલે કરે છે, અને કોઇ વસ્તુઓ ખરીદ કરી રહ્યા છે, વગેરે. તેજ પ્રમાણે ધર્મ-જગત્‌ની બહાર ઉભા રહેવાથી ધર્મની ભાવના સમજી શકાતી નથી. ધર્મ-જગત્‌ની અંદર પ્રવેશ કરી ધર્મનો મર્મ જાણવો જોઇએ.

૧૦ સર્વ વસ્તુઓ ઉચ્છિષ્ટ થઇ છે. કેવળ એક બ્રહ્મ વસ્તુ આજ પર્યંત ઉચ્છિષ્ટ થઇ નથી. વેદ, પુરાણ, વગેરે સર્વ મનુષ્યના મુખમાંથી બહાર નિકળી ઉચ્છિષ્ટ થયાં છે. પરંતુ આજપર્યંત બ્રહ્મ એ કેવી વસ્તુ છે તે કોઇ પણ મુખેથી બોલવા સમર્થ થયું નથી.

૧૧. બાલકને સ્ત્રી-સંગ્રોગ સુખ સમજાવી શકાતું નથી. તેજ પ્રમાણે વિષયાસક્ત માયામુગ્ધ મનુષ્યને-સંસારી જીવને બ્રહ્માનંદ સુખ સમજાવી શકાય તેમ નથી.

૧૨. મોઢેથી શબ્દો બોલવા સહેલું છે પરંતુ તે પ્રમાણે વર્તવું કઠિન છે. એજ પ્રમાણે ધર્મની વાર્તા કહેવી સહેલી છે પરંતુ તે પ્રમાણે વર્તવું બહુ કઠિન છે.

" કહેના મિસરી ખાંડ હૈ, કરના તાતા લોહ.
કહેણી કથે, રહેણી રખે, ઐસા વિરલા કોક. "

૧૩. રામચંદ્ર નામક એક જટાજૂટધારી બ્રહ્મચારી એક દિવસ પરમહંસદેવનાં દર્શન કરવા દક્ષિણેશ્વર ગયો હતો. તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર કેવળ "શિવોऽहम्" "શિવોऽहम्" કહેવા લાગ્યો. પરમહંસદેવ થોડીવાર ચુપચુપ બેસી રહ્યા પછી બોલ્યા કે: "કેવળ શિવોऽहम्" "શિવોऽहम्" "બોલવાથી લાભ શો ? જ્યારે તે સચ્ચિદાનંદ શિવનું હૃદયમાં ધ્યાન ધરી તન્મય થઇ ગયા છીએ એવું ભાન થાય ત્યારે તે અવસ્થામાં એવો શબ્દોચ્ચાર કરવો ઉચિત્ કહેવાય. એવી સ્થિતિ ના થાય તો કેવળ મુખેથી "શિવોऽहम्" કહેવાથી શું વળશે ? જ્યાં સુધી એવી સ્થિતિ ન અનુભવાય ત્યાં સુધી સેવ્ય—સેવક ભાવે રહેવું ઉચિત્ છે." પરમહંસદેવના એવા અનેક ઉપદેશથી બ્રહ્મ-

ચારીજીને ચૈતન્ય થયું. તેઓ પોતાનો ભ્રમ સમજી શકયા. ત્યાંથી જતી વખતે બ્રહ્મચારી ભીંત ઉપર લખતા ગયા કે "સ્વામિ-વાકય શ્રવણ કરી આજથી રામચન્દ્ર—બ્રહ્મચારી સેવ્ય—સેવક ભાવના પ્રાપ્ત કરી શકયો છે."

## संसार अने साधन।

૧. સંતાકુકડી રમતાં મુખ્ય છોકરાને સ્પર્શ કરનાર ચોર થઇ શકતો નથી. તેજ પ્રમાણે ભગવાનનાં પાદપદ્મનો સ્પર્શ કરનાર સંસારના બંધનોમાં બંધાઇ શકતો નથી. જે મુખ્ય છોકરાને સ્પર્શ કરે છે તેને ચોર કહેવામાં આવતો નથી. તેજ પ્રમાણે સંસારમાં જેઓ ઇશ્વરનો આશ્રય ગ્રહણ કરે છે તેને કોઇ પણ વિષયો બંધન કરતા થઈ પડતા નથી.

૨. ગામડામાં માછલાં પકડવા માટે તળાવની નજીકમાંજ ન્હાના વહેળા ખોદી અને તેમાં જળ પાથરવામાં આવે છે. વહેળામાં જળ પ્રવાહ જતો જોઇ માછલાં પણ આનંદ પૂર્વક તેમાં "દોડી જાય છે, પણ પછી તે તેમાંથી બહાર નિકળી શકતાં નથી.

ત્યાં પાથરેલી જાળમાંજ અટકી રહે છે, અને તેમાંજ મરણ પામે છે. બે ચાર માછલાં ખાડાના જળ પ્રવાહ નજીક જતાંજ જાળ પાથરેલી જોઇ ત્યાંથી કૂદકો મારી પાછાં તળાવમાં દોડી જાય છે. સંસારનો બહારનો ડોળ-દમામ જોઇ લોકો હોંસે હોંસે તેમાં પ્રવેશ કરે છે. પરંતુ પાછળથી માયાના મોહમાં પડી દુઃખ–કષ્ટથી નાશ પામે છે અને જેઓ એવા દેખાવો જોઇ કામિની–કાંચનમાં આસક્ત થયા વિના ભગવાનના પાદ-પદ્મનો આશ્રય ગ્રહણ કરે છે, તેઓજ યથાર્થ સુખ અને આનંદ પ્રાપ્ત કરે છે.

૩. મહાત્મા રામપ્રસાદે ગાયું છે કેઃ "આ સંસાર તો ધોખાની ટટ્ટી છે, પરંતુ જેઓ હરિ પાદ પદ્મમાં ભક્તિ પ્રાપ્ત કરી શકે છે તેને માટે આ સંસાર આનંદની કુટી ( ૨ ) બની રહે છે." હું ખાઇ પીને આનંદ લુંટું છું. જનક રાજા મહાન્ તેજસ્વી, આત્મજ્ઞાની હતો. તેને કશાની ખોટ ન હતી. તેણે સંસાર અને ઇશ્વર એ બન્ને તરફ દૃષ્ટિ રાખી હતી. તે તો દૂધને ભાત ખાતો હતો. જનક રાજાના જેવા સંસારી થવું.

૪. એક મનુષ્યે પ્રશ્ન કર્યો કે " સંસારમાં રહી ઇશ્વર ઉપાસના કરવી એ સંભવિત છે? " પરમહંસદેવે હાસ્ય કરતાં ઉત્તર દીધો: " આપણા દેશના લોકો કેવળ વાતોડીયા છે. સાંભળો, એક ભાડભૂજાની સ્ત્રી એક હાથે ભાડમાં હાથ ઘાલી ચણા શેકે છે, અને એક હાથે બાળકને ધવરાવે છે. વળી એટલામાં જો કોઇ ખરીદનાર આવે છે તો તેની સાથે ભાવ તાલ પણ કરતી જાય છે, અને લ્હેણું હોય તો તે રકમ પણ જણાવે છે. આ પ્રમાણે તે સર્વ કામકાજ કરે છે પરંતુ તેનું મન તો ભાડમાં સળગતા દેવતા તરફજ હોય છે. રખેને વાતમાં ધ્યાન રહે ને હાથ બળી જાય! એ પ્રમાણેજ સંસારમાં રહી સર્વ કામ કાજ કરવું પરંતુ મન તો ભગવાન પ્રત્યેજ રાખવું. તેને ભૂલ્યા કે સર્વ ગયું સમજવું. જે મનુષ્યો તેને વિસારે છે તેનાં સર્વ કામ વણસે છે. "

૫. સંસારમાં નિવાસ કરીને જેઓ ઇશ્વર સાધના કરી શકે છે તેઓજ વીર—સાધક કહેવાય. વીર પુરૂષો જેમ મસ્તકે યુદ્ધનો ભાર વહન કરવા છતાં પણ બીજી દિશામાં દુશ્મનોની ગતિ સંભાળી શકે છે તેજ

પ્રમાણે વીર-સાધકો પણ સંસારનો ભાર વહન કરવા છતાં પણ ભગવાનના ચરણ કમળનું ધ્યાન ધરતા હોય છે.

૬. હિન્દુસ્થાનની સ્ત્રીઓ માથા પર જળ ભરેલા ૪-૫ ઘડા વહન કરી જાય છે. માર્ગમાં આત્મીય-સ્વજન મળતાં તેની સાથે વાતચિત પણ કરે છે, સુખ દુઃખની વાતો કરે છે, પરંતુ તેમનું મન તો માથા ઉપરના ઘડાઓ ઉપરજ હોય છે. રખેને તે પડી જાય ! ધર્મ માર્ગના પ્રવાસીઓએ પણ સર્વ અવસ્થામાં એ પ્રમાણેજ દૃષ્ટિ રાખવી જોઇએ. ગમે તે અવસ્થામાં હોય તો પણ મન તો તે ભગવાનનાં ચરણ કમળમાંથી દૂર ન થવું જોઇએ.

૭. કેટલાક સાધુઓ બે હાથે બે પ્રકારનાં વાજીંત્રો વગાડે છે અને મુખેથી ભજન ગાય છે તેજ પ્રમાણે હે સંસારી જીવ ! તમે પણ હાથ વડે સર્વ કામ-કાજ કરો પરંતુ મુખેથી સર્વદા ઇશ્વર નામનો જપ કરવાનું ભૂલશો નહિ.

૮. વ્યભિચારિણી સ્ત્રી જેમ આત્મીય-સ્વજનમાં નિવાસ કરવા છતાં તેનું મન તો પોતાના ઉપપતિ

પ્રત્યેજ રાખે છે. તે ઘરનું કામકાજ કરે છે ખરી પરંતુ તે તો એવોજ વિચાર કરતી હોય છે કેઃ ક્યારે તેને મળું ? હે જીવ ! તું પણ સંસારનું કામકાજ કરતાં કરતાં મન સર્વદા ભગવાનની દિશામાં રાખજે.

૯. નિર્લિપ્ત ભાવનાપૂર્વક સંસારમાં નિવાસ શી રીતે કરી શકાય તે તમે જાણો છો ? કાદવના માછલાંની પેઠે નિવાસ કરો. માછલાં કાદવમાંજ પડેલાં હોય છે છતાં તેને શરીરે કાદવ લાગતો નથી તેમ તમે પણ નિષ્કલંક રહો. સંસારના વિષય–ભોગરૂપી કાદવમાં ખરડાશો નહિ.

૧૦. ત્રાજવાનું જે પલ્લુ ભારે હોય છે તે નમી જાય છે અને જે પલ્લુ હલકું હોય છે તે ઉંચે ચઢે છે. મનુષ્યનું મન પણ ત્રાજવાના પલ્લાં જેવું છે. તેની એક દિશામાં સંસાર અને એક દિશામાં ભગવાન છે. જેના મનમાં સંસાર, માન, યશ, ગૌરવનો ભાર વિશેષ હોય છે તેનું મન ભગવાન તરફથી ઓછું થઇ સંસારની દિશા તરફ ઝૂકી પડે છે, અને જેના મનમાં વિવેક–વૈરાગ્ય અને ભગવદ્‌ભક્તિનો

ભાર વિશેષ હોય છે તેનું મન સંસારમાંથી ઉઠી જઇ ભગવાનની દિશામાં ઝૂકી પડે છે.

૧૧. એક મનુષ્યે સમસ્ત દિવસ ધાન્યના ખેતરમાં જળ સિંચ્યું. છેવટે ખેતરમાં જઇ જોયું તો જણાયું કેઃ એક ટીપું પણ જળ ખેતરમાં ગયું ન હતું. ખેતરમાંની કેટલીક બખોલોમાંથી તમામ જળ બીજી દિશામાં વહી ગયું હતું. એ પ્રમાણેજ જેઓ વિષય–વાસના, સાંસારિક માન, યશ ઇત્યાદિ પ્રત્યે મન રાખી ઇશ્વર–સાધના કરે છે તેઓ કદી જીવન પર્યંત ઇશ્વર–ઉપાસના કરે તો પણ અંતે તે જોઇ શકશે કેઃ વાસનારૂપ છિદ્રોદ્વારા તેની સમસ્ત ઉપાસના વહન થઇ ગઈ છે ! ઇશ્વર–ઉપાસના કરનારે વાસનાઓ રૂપી છિદ્રો બંધ કરવા જોઇએ.

૧૨. બાળક જેમ ઠેલા–ગાડી લઇને સર્વત્ર ફરે છે, તેને જરા પણ ભય થતો નથી, પરંતુ તેનું મન ઠેલા–ગાડી તરફજ સર્વદા હોય છે. તે મનમાં સમજે છે કેઃ ગાડી છોડી દેવાથી પડી જવાશે. સંસારમાં પણ એ પ્રમાણે ભગવાન પ્રત્યે મન રાખી સર્વ

કામકાજ કરવું જોઇએ. તેમ થાય તોજ નિરાપદ રહી શકાય.

૧૩. સંસારમાં સુખ પ્રાપ્ત કરવાના લોભથી અનેક મનુષ્યો ધર્મ-કર્મ કરે છે. પરતુ દુઃખ-કષ્ટ પ્રાપ્ત થતાંજ કિંવા મૃત્યુનો સમય આવતાંજ તેઓ સર્વ ભૂલી જાય છે. જેમ પોપટ આખો દિવસ " રાધાકૃષ્ણ, રાધાકૃષ્ણ " ઉચ્ચાર કરે છે પરંતુ જ્યારે તેને બિલાડી પકડે છે ત્યારે " રાધાકૃષ્ણ " ભૂલી જઇ કેવળ પોતાનો જન્મસિદ્ધ શબ્દ " કયાંઉં, કયાંઉં " ઉચ્ચાર કરે છે તેમ.

૧૪. જળમાં નૌકા રહે તેની ચિન્તા નહિ પણ તે નૌકામાં જળ પ્રવેશ કરે નહિ તેની કાળજી રાખવી જોઇએ. નહિ તો નૌકા ડૂબી જાય. સાધક પણ સંસારમાં ભલે રહે. પરંતુ સાધકના મનમાં સંસારના વિષય-ભોગ પ્રવેશ ન કરે એટલીજ કાળજી રાખવી જોઇએ.

૧૫. સંસાર કોના જેવો છે? જાણે આંબલી જેવો. આંબલીમાં એવી ખટાશ હોય છે કે ખાનારને અમ્લશુળનો રોગ થાય છે. સંસારના સુખકારક જ-

ણાતા વિષયભોગ પણ પરિણામે અનિષ્ટકર હોય છે.

૧૬. ફણસને સુધારતી વખતે માણસો પ્રથમ હાથે સારી પેઠે તેલ ચોપડે છે. તેમ કરવાથી ફણસની ચીકાશ હાથે ચોંટી જતી નથી. તેજ પ્રમાણે સંસારરૂપી ફણસનો જ્ઞાનરૂપી તેલ હાથે ચોપડી ઉપભોગ કરવામાં આવે તો કામિની–કાંચનરૂપી ચીકાશ-કલંક મનમાં પ્રવેશ કરી શકતું નથી.

૧૭. સર્પને પકડવા જતાં તેજ ક્ષણે તે દંશ કરે છે પરંતુ જેઓ સર્પના મંત્રો જાણે છે તેઓ તો પાંચ સાત સર્પને પકડી ગળામાં ભેરવી ખેલ કરતા જોવામાં આવે છે. તેજ પ્રમાણે જો વિવેક–વૈરાગ્યરૂપી મંત્ર શીખીને સંસારમાં પ્રવેશ કરવામાં આવે તો તેને સંસારની માયા–મમતાનું બંધન રહેતું નથી.

૧૮. જેના હૃદયમાં જે વિચારો હોય છે તે વાર્તાલાપ કરતાંજ પ્રકટ થઇ જાય છે. જેમ મૂળા ખાનારને મૂળાનાજ ઓડકાર આવે છે તેજ પ્રમાણે સંસારી જીવો સાધુસંગ કરવા આવે છે પણ વિષય–ભોગ ( લોભ–મોહ )ની વાતો વિશેષ કરે છે.

૧૯. મન એજ સર્વસ્વ છે. જ્ઞાન અથવા અજ્ઞાન એ સર્વ મનની અવસ્થાઓ છે. મનુષ્ય મનથીજ બદ્ધ અને મનથીજ મુક્ત, મનવડેજ સાધુ અને મન વડેજ ચોર, મન વડેજ પાપી અને મન વડેજ પુણ્યશીલ થઇ શકે છે. સંસારી જીવો મન વડે સર્વદા ભગવાનનું સ્મરણુ, મનન કરી શકે તો તેમને અન્ય કોઈ સાધન ભજનની દરકાર રહે નહિ.

૨૦. જે પુરૂષોને જ્ઞાન પ્રાપ્ત થાય છે તેઓ સંસારમાં કેવા રૂપમાં વિચરે છે તે જાણો છો ? જેમ આંધળા-કાચ જડેલા ઘરમાં બેસવાથી અંદર બેઠેલો માણુસ અંદર અને બહાર એમ બન્ને દિશાની વસ્તુઓ જોઇ શકે છે તેમ.

૨૧. ગીતાજીનું અધ્યયન કરવાથી જે ફળ થાય છે તેને દ્વાદશ વખત "ગીતા" શબ્દનો ઉચ્ચાર કરવાથી થઇ શકે છે. જેમ કે: ગીતાગી તાગી તાગી તા ' અર્થાત્ ઓ જીવ ! સર્વસ્વ ત્યાગ કરી ભગવાનના પાદપદ્મનો આશ્રય ગ્રહણુ કર.

# साधनना अधिकारी.

૧. જેમ કેરી, જમરૂખ, કેળાં વગેરે ઉત્તમ ફળો ભગવાનની સેવામાં અને સર્વ પવિત્ર કાર્યમાં ઉપયોગી થાય છે પરંતુ જો તેના પર કાગડાએ એક વખત ચાંચ મારી હોય તો તે ફળ દેવ સેવામાં અર્પણ થાય નહિ. કિંવા બ્રાહ્મણને દાન અપાય નહિ, તેમજ પોતે ખાવું પણ ઉચિત નથી. તેજ પ્રમાણે પવિત્ર હૃદયનાં બાળક અને યુવાનોને ધર્મ માર્ગે લઇ જવાં ઉચિત છે. કારણ કે તેમના હૃદયમાં વિષય–બુદ્ધિએ બીલકુલ પ્રવેશ કરેલો હોતો નથી. એક વખત વિષય–બુદ્ધિએ પ્રવેશ કર્યા પછી તેમને પરમાર્થને માર્ગે લઇ જવું મુશ્કિલ થઇ પડે છે.

૨. હું બાળકો ઉપર આટલી બધી પ્રીતિ કેમ રાખું છું તે જાણો છો ? બાલ્યાવસ્થામાં તેમનું મન સોળે સોળ આના જેટલું તેમની પાસેજ હોય છે. જેમ જેમ મ્હોટાં થાય છે, તેમ તેમ ધીમે ધીમે તેના વિભાગ પડતા જાય છે. વિવાહ થતાં આઠ આના મન સ્ત્રીમાં જાય છે, સંતતિ થતાં વળી ચાર આના તેમના પ્રત્યે જાય છે. બાકી રહેલું ચાર

આના–મન માતા પિતા, માન, ગૌરવ, વસ્ત્રાભુષણો વગેરે પ્રત્યે ચાલ્યું જાય છે. એટલા માટેજ બાલ્યાવસ્થામાં જેઓ ઇશ્વર–પ્રાપ્તિનો યત્ન કરશે તેઓ સહજે ઇશ્વર પ્રાપ્તિ કરી શકશે. મ્હોટી ઉમ્મર થતાં એ કાર્ય થવું બહુ કઠિન છે.

૩. જેમ પોપટને ગળે કાંટલો આવ્યા પછી તે ભણી શકતો નથી, પણ ન્હાનું બચ્ચું હોય છે ત્યારે જ ઝટ ભણી શકે છે તેજ પ્રમાણે મનુષ્ય મ્હોટી ઉમ્મરનો થતાં તેનું મન સહજે ઇશ્વર પ્રત્યે વળતું નથી. બાળક અવસ્થામાં તેનું મન થોડા પ્રયાસમાંજ સ્થિર થાય છે.

૪. શેર દૂધમાં અધોળ પાણી હોય તો અગ્નિની થોડી આંચ દેતાંજ તે પાણી બળી જઇ ઝટ દૂધપાક થઇ જાય છે. પરંતુ એક શેર દૂધમાં અર્ધો શેર પાણી હોય તો તે બળતાં બહુ વાર લાગે છે. કેટલાંયે લાકડાં, કોયલા બાળવા પડે છે ત્યારે દૂધપાક બને છે. તેજ પ્રમાણે બાળકના મનમાં વિષય–વાસના બહુ ઓછી હોય છે તેથી થોડો બોધ દેતાંજ તે ઇશ્વર પ્રત્યે વળી જાય છે. પરંતુ મ્હોટી વયના

મનુષ્યોના મનમાં વિષય-વાસના ગુંજારવ કરી રહી હોય છે તેથીજ તેમનું મન સહજે ઇશ્વર પ્રત્યે વળતું નથી.

૫. કુમળો વાંસ સહજે વળી શકે છે. પાકો વાંસ નમાવતાંજ તે ભાંગી જાય છે. તેજ પ્રમાણે બાળકોનું મન સહજ વારમાં ઈશ્વર પ્રત્યે વાળી શકાય છે, પરંતુ મ્હોટી ઉમ્મરના મનુષ્યોનું મન ઇશ્વર પ્રત્યે વાળવા જતાં તે ન્હાસી જાય છે.

૬. મનુષ્યનું મન સરસવની પોટલી જેવું છે. સરસવની પોટલી એક વખત છુટી જાય છે ત્યારે તે વિણી લેવાનું મુશ્કિલ થઇ પડે છે તેજ પ્રમાણે મનુષ્યનું મન એક વખત સંસારના વિષયોમાં વિખરાઇ ગયા પછી ( પ્રસરી ગયા પછી ) તેને સ્થિર કરવું બહુ કઠિન થઇ પડે છે. બાળકનું મન સંસારના વિષયોમાં પ્રસરેલું હોતું નથી. તેથી તે થોડા યત્નમાંજ સ્થિર થઇ જાય. છે. પરંતુ મ્હોટી વયના મનુષ્યોનું મન સોળ આના-સંપૂર્ણ રૂપે-સંસારના વિષય-ભોગોમાં વિખરાઇ ગયલું હોય છે તેથી તેમનું

મન વિષયોમાંથી સંકેલી ઈશ્વર પ્રત્યે સ્થિર કરવું બહુ કઠિન થઇ પડે છે.

૭. સૂર્યોદય થતાં પહેલાં દહિં વલોવવાથી જેમ ઉત્તમ પ્રકારે માખણ પ્રાપ્ત થઇ શકે છે, પરંતુ સૂર્યોદય થઇ ગયા પછી માખણ પ્રાપ્ત થઈ શકતું નથી તેજ પ્રમાણે બાલ્યાવસ્થામાંજ જેઓ ઇશ્વર-પ્રેમી થાય છે અને સાધન-ભજન કરે છે તેનેજ ઇશ્વર-પ્રાપ્ત થાય છે.

૮. વાસના-હીન મન કેવું હોય છે તે જાણો છો ? સુકી દિવાસળી જેવું. જેમ સુકી દિવાસળી એક વખત ઘસતાંજ ઝટ સળગી જાય છે, પણ પલળેલી દિવાસળી હોય તો ઘસતાં ઘસતાં તે ભાંગી જાય છે, છતાં સળગતી નથી. તેજ પ્રમાણે સરલ, સત્યનિષ્ટ અને નિર્મળ-સ્વભાવનાં મનુષ્યોને એકજ વખત ઉપદેશ દેતાંજ તેને ઇશ્વર પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે અને ઇશ્વર પ્રાપ્તિ માટે સાધન કરવા મંડી પડે છે, પણ વિષયાસક્ત-લોભ-મોહવાળા-મનુષ્યને સેંકડો વખત ઉપદેશ કરવામાં આવે તો પણ તે વ્યર્થ !

# विभिन्न प्रकारना साधक.

૧. સાધકો બે પ્રકારના જોવામાં આવે છે. જેમકે વાંદરાંનાં અને બિલાડીનાં બચ્ચાં હોય છે તેમ. વાંદરાંનાં બચ્ચાં પ્રથમ પોતાની માતાને પેટે વળગે છે, ત્યાર પછી તેની માતા તેને ઇચ્છાનુસાર સ્થાને લઇ જાય છે. બિલાડીનાં બચ્ચાં એક સ્થળે બેસી મ્યાઉં, મ્યાઉં, કર્યા કરે છે. તેની માતા ઇચ્છા થાય ત્યારે તેનું ગળું પકડી એકથી બીજે સ્થાને લઇ જાય છે. તેજ પ્રમાણે જ્ઞાની અને કર્મનિષ્ઠ સાધકો વાંદરાંનાં બચ્ચાંની પેઠે પુરૂષાર્થદ્વારા (કર્મદ્વારા) ઇશ્વર પ્રાપ્ત કરવાનો યત્ન કરે છે, પણ ભક્ત–સાધકો ઇશ્વરને સર્વ કાર્યનો કર્તા માની તેના ચરણમાં બિલાડીનાં બચ્ચાંની પેઠે વિશ્વાસ રાખી નિશ્ચિંત થઇ બેસી રહે છે.

૨. એકજ મનુષ્ય જેમ કોઇનો પિતા, કોઇનો કાકો, કોઇનો દાદો, કોઇનો માસો, કોઇનો બનેવી, કોઇનો શ્વસુર, વગેરે સગો થાય છે. જો કે તે એક હોવા છતાં સંબંધ ભેદને લીધે અનેક પ્રકારનો પ્રભેદ હોય છે તેજ પ્રમાણે ભકતો શાન્ત, દાસ્ય,

વાત્સલ્ય, મધુર વગેરે અનેક ભાવનાપૂર્વક એક સ-ચ્ચિદાનંદની ઉપાસના કરે છે.

૩. જેવો ભાવના તેવી સિદ્ધિ થાય છે. અર્થાત્ જે ( ઇશ્વર ) જેને ચ્હાય છે. તેને તેજ [ ઇશ્વર ] મળે છે. પરંતુ જેઓ તે ઈશ્વરની ઐશ્વર્ય કામના કરે છે તેને તેજ પ્રાપ્ત થાય છે.

૪. રાજમહેલ આગળ જઇ ભિક્ષા માગતાં જેઓ દૂધી કે કહોળુ વગેરે સામાન્ય વસ્તુઓ માંગે છે તે અતિ મૂર્ખ માણુસ કહેવાય. જે મનુષ્ય રાજાધિરાજ ભગવાનના દ્વાર સમક્ષ જઇ જ્ઞાન, ભક્તિ આદિ રત્નોની પ્રાર્થના નહિં કરતાં જેઓ અષ્ટસિદ્ધિ વગેરે તુચ્છ વસ્તુઓ માટે પ્રાર્થના કરે છે તે મહાન્ મૂર્ખ સમજવો.

૫. ભક્ત કિંવા જ્ઞાની મનુષ્યની મનોભાવના બહારથી સમજવી બહુ કઠિન છે. હાથીના બે પ્રકારના દાંત જોવામાં આવે છે. બહારના દાંત માત્ર જોવાના હોય છે. તેના વડે તે આહાર કરી શકતો નથી, પણ બીજા પ્રકારના દાંત તેના મુખમાં હોય છે. તેના દ્વારા તે આહાર ખાઇ શકે છે. તેજ પ્રમાણે અનેક

વખત સાધકો પોતાના મનોભાવ ગુપ્ત રાખી અન્ય મનોભાવ બહાર દર્શાવે છે.

૬. યોગી બે પ્રકારના જોવામાં આવે છે. (૧) ગુપ્ત યોગી અને (૨) પ્રસિદ્ધ યોગી. જેઓ ગુપ્ત યોગી છે તેઓ ગુપ્ત રીતે ભગવાનનું સાધન-ભજન કરે છે. તેઓ કોઇ પણ રીતે બીજા માણસોને જાણવા દેતા નથી, પણ જેઓ પ્રસિદ્ધ યોગીઓ છે તેઓ બાહ્યરૂપે યોગ-દણ્ડ વગેરે ધારણ કરી લોકો સાથે એ સંબંધી વાર્તાલાપ કરતા ફરે છે.

## उत्तम भक्त !

૧. જેમ પત્થર હજાર વર્ષ પર્યંત જળમાં પડી રહે છે તો પણ તેની અંદર જળનો પ્રવેશ થતો નથી પરંતુ માટી પર જળ પડતાંજ તેમાં તે પ્રવેશ કરે છે. તેજ પ્રમાણે જેઓ શ્રદ્ધાળુ, અને વિશ્વાસુ ભક્ત છે તેમના પર હજારો આપત્તિ અને વિપત્તિ પડવા છતાં પણ નિરાશ થતા નથી. પરંતુ અવિશ્વાસુ મનુષ્યનું મન સામાન્ય કારણ ઉપસ્થિત થતાંજ ચંચળ થઇ જાય છે.

૨. ભક્તરાજ પ્રલ્હાદની સ્તુતિથી પ્રસન્ન થઇ ભગવાને પૂછ્યું હતું કે: "ત્હારે શું જોઇએ છીએ?" પ્રલ્હાદે ઉત્તર દીધો: "મહારાજ! જેઓએ મ્હને કષ્ટ આપ્યું છે તેમને ક્ષમા કરો. તેમને દણ્ડ દેવાથી તમનેજ કષ્ટ સહન કરવું પડશે કારણ કે તમે તો સર્વત્ર—સર્વ ભૂત માત્રમાં વ્યાપી રહ્યા છો."

૩. ભક્ત કેશવચંદ્રસેનને મળવા માટે પરમહંસદેવ બહુ આતુર થઇ રહ્યા હતા. તે સમયે કેશવબાબુ બ્રાહ્મ—ભકતો સાથે જયગોપાળસેનના બેલઘર નામક બગિચામાં અવસ્થાન કરતા હતા. પરમહંસદેવ, હૃદયનાથ મુખોપાધ્યાય સાથે ગાડીમાં બેસી બેલઘર—બગિચામાં ઉપસ્થિત થયા. આ સમયે કેશવબાબુ બ્રાહ્મભકતો સાથે તળાવમાં સ્નાન કરવાની તૈયારી કરી રહ્યા હતા. પરમહંસદેવે તેને જોઇ કહ્યું કે: 'એની પૂંછડી ખરી પડી છે.'' એ સાંભળી બ્રાહ્મભકતો હાસ્ય કરવા લાગ્યા. કેશવબાબુએ તેમને કહ્યું કે: "તમે હાસ્ય ન કરો. એઓ જે કહે છે તેનો અર્થ છે." પરમહંસદેવે કહ્યું: "દેડકીને પૂછડી હોય છે તેટલા દિવસ તે જળમાં રહે છે, પણ પૂછડી ખરી

પડયા પછી જળમાં પણ રહે છે, અને જળ બહાર પણ રહી શકે છે તેજ પ્રમાણે ભગવાનનું નામ–સ્મરણ કરવાથી જે મનુષ્યની અવિદ્યા-માયા-દૂર થઇ ગઇ છે, તે સચ્ચિદાનંદ–સાગરમાં ડૂબી શકે છે અને વળી તે સંસારમાં પણ રહી શકે છે. "

## साधनमां विघ्न.

૧. જેમ ઘડામાં એક પણ છિદ્ર હોય છે તો ધીમે ધીમે સર્વ જળ બહાર નિકળી જાય છે તેજ પ્રમાણે સાધકના હૃદયમ પણ સંસાર ( વિષય–ભોગની ) જરા પણ આસકિત હોય તો સર્વ સાધના નિષ્ફળ થઇ જાય છે.

૨. કાચી માટી વડે વસ્તુઓ બનાવી શકાય છે. બળેલી માટી વડે કોઇ પણ વસ્તુ બનાવી શકાય નહિ. જેનું હૃદય વિષય-ભોગ વડે તદ્દન બળી ગયું છે અર્થાત્ વિષય-ભોગમાંજ જે લિપ્ત થઇ ગયો છે તેના હૃદયમાં પારમાર્થિક ભાવ ઉત્પન્ન થતો નથી.

૩. ખાંડ સાથે રેતી ભેળવીએ તો કીડીઓ જેમ રેતી પડતી રહેવા દઇ ખાંડ ખાઇ જાય છે. તેજ

પ્રમાણે સાધુ અને પરમહંસ મહાત્માઓ આ સંસા·
રમાંની સત્ વસ્તુ જે સચ્ચિદાનંદ છે તેનેજ ગ્રહણ
કરે છે, અને અસત વસ્તુ જે કામિની—કાંચન છે તે
સર્વનો ત્યાગ કરે છે.

૩. કાગળ ઉપર તેલ ચોપડયા પછી તેના ઉપર
લખી શકાતું નથી. તેજ પ્રમાણે જીવાત્માને કામિ-
ની-કાંચન રૂપી તેલ વળગ્યા પછી તેનાથી સાધન-ભ-
જન થતું નથી. જેમ તેલવાળા કાગળ ઉપર સફેતો
ઘસવામાં આવે તોજ તેના પર લખી શકાય છે તેજ
પ્રમાણે જીવાત્માને કામિની-કાંચન રૂપી તેલ લાગ્યા
પછી તેના પર ત્યાગ રૂપી સફેતો ઘસવામાં આવે
તોજ સાધન-ભજન થઇ શકે છે.

૫. જે મનુષ્યો પોતે કદી પણ ધર્મ ચર્ચા કરતા
નથી તેઓ બીજાંને પણ ધ્યાનપૂજા કરતા જોઇ
હાસ્ય-મસ્કરી કરી, ધર્મ અને ધાર્મિક મનુષ્યોની
નિન્દા કરે છે. હે જીવ ! સાધન-ભજન કરવાને સમયે
એવા મનુષ્યોની સંગતિ કરવી નહિ. તેમના સમા-
ગમથી તદ્દન દૂરજ રહેવું.

૬. જેમ ગાયના ટોળામાં કોઇ બીજું પશુ આવી ભરાય છે તો બધી ગાયો ભેગી મળીને હાંકી કાઢે છે, પરંતુ જો કોઇ ગાય આવી ચઢે છે તો તેનું શરીર ચાટી તેના પ્રત્યે વહાલ દર્શાવે છે. તેજ પ્રમાણે જ્યારે ભક્ત સાથે ભક્તનો મેળાપ થાય છે, ત્યારે તેઓ બન્ને ધર્મકથા કહે છે, અને બહુ આનંદ ઉપભોગ કરે છે. તેઓ એક બીજાની સંગતિનો ત્યાગ કરવા ઇચ્છતા નથી. પરંતુ કોઇ દુષ્ટ માણસનો મેળાપ થાય છે તો તેની સાથે વાત કરવાની પણ તેમને ઇચ્છા થતી નથી.

૭. જે તળાવમાં જળ ઓછું હોય છે તેમાં જળપાન કરવા જતાં ઉપર ઉપરથી ધીમે ધીમે જળપાન કરવું પડે છે. તેને વિશેષ હલાવી શકાતું નથી. જો તેને હલાવવામાં આવે તો તેની અંદરનો કાદવ જળ સાથે મિશ્ર થઈ જાય છે તેજ પ્રમાણે જો સચ્ચિદાનંદ પ્રાપ્ત કરવા હોય તો ગુરૂવાક્ય ઉપર વિશ્વાસ રાખી ધીમે ધીમે સાધન–ભજન કરો. મિથ્યા શાસ્ત્ર–વિચાર કે તર્ક કરશો નહિ. ક્ષુદ્ર મન અલ્પ પ્રયાસમાંજ અશુદ્ધ થઇ જાય છે.

૮. ભૂત શી રીતે નિકળી જાય વારૂ ? સરસવ લઇને જે ભૂત કાઢવા બેસે છે તેનામાંજ ભૂત પ્રવેશ કરી દે છે. જે મનવડે સાધન–ભજન કરવાનું છે તેજ મન વિષયાસક્ત થઇ જાય તો પછી સાધન–ભજન થાય શી રીતે ?

૯. મન અને મુખ એક કરવાથીજ સાધન–ભજન થઇ શકે છે ! નહિં તો પછી મૂખે બોલીએ કે: " હે ભગવાન ! તમેજ મ્હારૂં સર્વસ્વ ધન છો." પણ મનમાં તો વિષય–ભોગનેજ સર્વસ્વ સમજી બેસીએ તો સાધન ભજન સર્વ નિષ્ફળ થાય છે.

૧૦. મનમાં જરા પણ વાસના હશે તો ભગવાન–પ્રાપ્ત થશે નહિ ! જેમ સુતરમાં જરા પણ ગાંઠ હોય છે તો તે સૅાયમાં પરોવી શકાતું નથી તેજ પ્રમાણે મન જ્યારે વાસના રહિત શુદ્ધ થઇ જાય છે ત્યારેજ તે સચ્ચિદાનન્દની પ્રાપ્તિ કરી શકે છે.

૧૧. જેઓ ઇશ્વર–પ્રાપ્તિને માટે સાધન–ભજન કરવા ઇચ્છતા હોય તેણે કોઇ પણ પ્રકારે કામિની–કાંચન પ્રત્યે આસક્તિ રાખવી નહિ ! કામિની–કાંચનના સંસર્ગી હશે તો તેઓ કોઇ પણ કાળે સિદ્ધાવસ્થા

પ્રાપ્ત કરી શકશે નહિ ! જેમ મમરા શેકતી વખત જે મમરા કલેડાની બહાર જઇ પડે છે તેને જરા પણ ડાઘ પડતો નથી પણ જે કલેડાની અંદર રેતીમાં પડ્યા હોય છે તેને સહજે પણ કાળો ડાઘ લાગ્યા સિવાય રહેતો નથી.

૧૨. વિષય સુખ, સંતતિ કિંવા માન–ગૌરવની વૃદ્ધિને માટે કોઇએ ઇશ્વર–સાધના ન કરવી. જે મનુષ્ય કેવળ સચ્ચિદાનંદ પ્રાપ્તિને માટે ઇશ્વર–પ્રાર્થના કરશે તેને નિશ્ચય ઇશ્વર–દર્શન થશે.

૧૩. વાયુવડે જળમાં આન્દોલન થતાં તેમાં પ્રતિબિંબ જણાતું નથી. તેજ પ્રમાણે મન સ્થિર ન થાય તો તેમાં ભગવાન પ્રકટ થતા નથી. નિઃશ્વાસ પ્રશ્વાસ સાથેજ મન ચંચળ થાય છે. તેથીજ યોગીજનો પ્રથમ કુંભકદ્વારા મન સ્થિર કર્યા પછી ભગવાનનું ધ્યાન–ધારણા કરે છે.

૧૪. જે મનુષ્યના મનમાં વિરૂદ્ધ ભાવના નથી હોતી તેનેજ સચ્ચિદાનંદની પ્રાપ્તિ થાય છે. અર્થાત જેનું મન કેવળ સરલ ભાવનામય અને વિશ્વાસુ હોય છે તેજ ઇશ્વર–દર્શન કરી શકે છે !

૧૫. જેમ સર્પનાં દર્શન થતાંજ લોકો તેને દેવ માની તેના ઝેરી મુખનાં દર્શન નહિં કરતાં પૂછડીના દર્શન કરી કૃતાર્થ થાય છે તેજ પ્રમાણે યુવતી સ્ત્રીને જોતાંજ તેને " માતા " " દેવિ " કહી નમસ્કાર કરવા જોઇએ અને તેના મુખ સ્હામે નહિં જોતાં તેનાં ચરણુ સ્હામેજ જોવું જોઇએ. તેમ કરવાથી મોહ અને પતનની શંકા નહિં રહે.

૧૬. વિદ્યા શક્તિ હોય કે અવિદ્યા શક્તિ હોય, પણ સાધુ, સન્યાસી અને ભક્તો એ સર્વ સ્ત્રીયોને માતા આનન્દમયીનું રૂપજ સમજવી.

૧૭. એકાન્ત સ્થાનમાં સુંદર યુવતી સ્ત્રીના દર્શન થતાંજ જે મનુષ્ય તેને "માતા!" "માતા" કહીને ચાલ્યો જઇ શકે તેજ સાચો ત્યાગી કહેવાય. પરંતુ જે મનુષ્ય લોકોની સભામાં ત્યાગી બની બેસે અને એકાંતમાં યુવતીઓ સાથે વાર્તાલાપ કરે તે. સાચો ત્યાગી નહિ!

૧૮. મનુષ્ય મરણ પામે તો પણ અભિમાનનું મૂળ મરતું નથી. જેમ બકરાંને કાપ્યા પછી તેનું ધડ

મસ્તકથી જૂદું થવા છતાં પણ થોડીવાર સુધી તડફડાટ કરે છે તેમ.

૧૯. અભિમાન શૂન્ય થવું બહુ કઠિન છે. ડુંગળી, લસણ સમારી કોઇ વાસણમાં મૂકયા પછી તેને ઘણીએ વાર ધોઇશું તો પણ તેની ગન્ધ જેમ દૂર થતી નથી તેજ પ્રમાણે અભિમાનનો કંઇક અંશ પણ મનુષ્યમાં હોય છેજ.

૨૦. સાચા સન્યાસી અથવા ત્યાગીનાં લક્ષણ કેવાં હોય છે તે જાણો છો ? તેઓ કામિની–કાંચનના સંસર્ગમાં કદી પણ આવતાજ નથી. એટલુંજ નહિ પણ સ્વપ્નમાં જો કામિની––સહવાસ થયો છે એમ સમજે છે અને તે દ્વારા વીર્ય સ્ખલન થાય છે અથવા દ્રવ્ય ઉપર આસક્તિ ઉત્પન્ન થાય છે તો તેમનું અનેક દિવસનું સાધન ભજન નષ્ટ થઇ જાય છે.

૨૧. ભગવાન કલ્પતરૂ છે. કલ્પતરૂની નીચે બેસી જે મનુષ્ય જે વસ્તુની પ્રાર્થના કરશે તેને તે વસ્તુ પ્રાપ્ત થશે. એટલા માટેજ સાધન ભજનદ્વારા મન શુદ્ધ થાય ત્યારે ખુબ સાવચેતીથી કામના ત્યાગ કરવી જોઇએ. તે કેવી રીતે? સાંભળોઃ—

" એક મનુષ્ય એક સમયે પ્રવાસ કરતો કરતો અતિ વિસ્તીર્ણ મેદાનમાં જઇ ઉપસ્થિત થયો. માર્ગમાં સખ્ત તડકો અને થાક લાગવાથી પરસેવાવાળે શરીરે તે મનુષ્ય એક વૃક્ષની નીચે બેસી વિશ્રાંતિ લેતો મનમાંજ વિચારવા લાગ્યો કે: " અહા ! આ સમયે જો એક ઉત્તમ શય્યા પ્રાપ્ત થાય તો અતિ સુખ પૂર્વક નિદ્રા લઇ શકાય. તે મનુષ્ય કલ્પવૃક્ષની નીચે બેઠો હતો તેની તેને ખબર ન હતી. તેના મનમાં વિચાર ઉત્પન્ન થતાંજ એક ઉત્તમ શય્યા ત્યાં ઉપસ્થિત થઇ. પેલા મનુષ્યે અતિ આશ્ચર્ય પામી શય્યાપર શયન કર્યું, અને વિચારવા લાગ્યો કે: " જો આ સમયે એક સ્ત્રી આવી મ્હારા પગ દબાવે તો હું અતિ સુખે નિદ્રા લઉં ! " આવો સંકલ્પ થતાંજ એક યુવતી તેના ચરણ આગળ બેસી તેની સેવા કરવા લાગી. એ જોઈ મુસાફરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ ! મુસાફરને ક્ષુધા લાગી હતી તેથી તેણે વિચાર્યું કે: " અત્યાર સુધી તો ઇચ્છા થતાંજ મનકામના પૂર્ણ થઇ છે પરંતુ ક્ષુધા તૃપ્ત થશે કે નહિં ? " તેના મુખમાંના શબ્દો પૂરા થતાંજ ત્યાં ઉત્તમ પ્રકારના

ખાદ્ય પદાર્થો હાજર થયા. તેણે આનંદપૂર્વક ભોજન કરી શયનકર્યું. આ સમયે તે સર્વ બનાવો ઉપર વિચાર કરી રહ્યો હતો એટલામાં તેના મનમાં વિચાર થયો કેઃ—"કદાચ આ સમયે એકાદ વાઘ આવી પહોંચે તો કેવી અવદશા થાય ?" બસ, હવે પૂછવુંજ શું ? કલ્પતરૂ નીચે બેસી જે વિચાર થાય છે તે પરિપૂર્ણ થાય છે ! એજ ક્ષણે એક પ્રચંડ વાઘ બરાડો પાડતો આવી પહોંચ્યો અને તેની ડોકી પકડી તેનું રક્તપાન કરવા લાગ્યો. અંતે મુસાફર મરણ પામ્યો. આ સંસારમાં પણ જીવાત્માઓની એવીજ દશા થાય છે. ઈશ્વરની ઉપાસના કરી ઇશ્વર પ્રાપ્ત કરવા જતાં વિષય-ભોગ, ધન, મનુષ્ય, સંતતિ, અથવા માન, ગૌરવ વગેરેની કામના કરવાથી તે કંઇક અંશે પ્રાપ્ત થાય છે ખરૂં પરંતુ અંતે વાઘના જેવો ભય રહે છે અર્થાત્ રોગ, શોક, તાપ, માન, અપમાન, અને વિષય—સમ્પતિ નાશ થવારૂપ વાઘ, સ્વાભાવિક વાઘ કરતાં પણ લાખ ઘણો દુઃખદાયક થઇ પડે છે !

૨૨. એક મનુષ્યના મનમાં એકાએક વૈરાગ્ય ઉદય થતાંજ તે આત્મીય સ્વજનો સમક્ષ કહેવા

લાગ્યો કે: "મ્હને સંસાર પ્રિય લાગતો નથી. હવે તો હું કોઇ નિર્જન સ્થાનમાં જઇ ઇશ્વર--આરાધના કરીશ." એ શુભ સંકલ્પ સાંભળી તેના આત્મીય સગાંએ સમ્મતિ દર્શાવી. તે માણસ ઘેરથી નીકળી ક્રમે ક્રમે એક નિર્જન સ્થાનમાં ઘોર તપસ્યા કરવા લાગ્યો. બાર વર્ષ તપસ્યા કર્યા પછી કંઇક સિદ્ધિ પ્રાપ્ત કરી તે ઘેર પાછો ફર્યો. ઘણા દિવસ પછી તેને ઘેર આવેલો જોઇ તેના આત્મીય સ્વજનો અતિ આનંદ દર્શાવવા લાગ્યા, અને વાર્તાલાપ પ્રસંગે પૂછ્યું કે: " તમે આટલા દિવસ તપસ્યા કર્યા પછી કેટલું જ્ઞાન પ્રાપ્ત કર્યું ? " એ સાંભળી તે મનુષ્ય સહજ હાસ્ય કરી ત્યાંથી એક હાથી જતો હતો તેની પાસે જઇ તેને શરીરે ત્રણ વાર સ્પર્શ કરી બોલ્યો કે: " હાથી ! તું મૃત્યુ પામ." તેજ ક્ષણે હાથી મરણ પામ્યો. થોડી ક્ષણ પછી હાથીને શરીરે સ્પર્શ કરી તે બોલ્યો કે: " હાથી ! તું જીવતો થા. " તેજ ક્ષણે હાથી જીવતો થયો.

ત્યાર પછી ઘરની સ્હામે નદી કિનારે જઇ મંત્ર બળવડે એક કિનારેથી બીજે કિનારે ચાલ્યો ગયો.

અર્થાત્ નદી પાર ઉતરી ગયો. તેના ભાઇઓ એ જોઈ બહુ આશ્ચર્ય પામ્યા ખરા પરંતુ તપસ્વી ભાઇને કહેવા લાગ્યા કે: " ભાઇ ! તમે આટલા દિવસ તપસ્યા કરી તે વ્યર્થ છે ! એક હાથી મરણુ પામ્યો ને જીવતો થયો તેથા તમને શો લાભ ? બાર વર્ષે કઠોર તપસ્યા કરીને નદીને આ પારથી પેલે પાર જવાનું શીખ્યા ! અમે એક પૈસાનો ખર્ચ કરી તેમ કરી શકીએ છીએ. માટે તમે કેવળ વૃથા સમય નષ્ટ કરી આવ્યા છો ! " ભાઇઓનાં આવાં ઠપકાપાત્ર વચનો સાંભળી તપસ્વીજીને જ્ઞાન થયું. તેમણે કહ્યું: " સત્ય છે ભાઈ ! મ્હેં કઠોર તપસ્યા કરી તે વ્યર્થ થઇ છે. " એમ કહી ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છાથી પુનઃ ઘોર અરણ્યમાં તપસ્યા કરવા ચાલ્યો ગયો.

૨૩. મનુષ્યે પોતાને બહુ ચતુર માનવો ઉચિત નથી. જેમકે કાગડો બહુ ચતુર છે પરંતુ તે વિષ્ઠાવડેજ પોતાનું જીવન પૂર્ણ કરે છે. તેજ પ્રમાણે સંસાર–ક્ષેત્રમાં જેઓ બહુ ચાલાકી કરવા જાય છે તેઓ પોતે પોતાનેજ ઠગે છે.

૨૪. ( પરમહંસદેવે ) એક દિવસ ગંગાને કિનારે

ઉભા રહી એક હાથમાં રૂપિયા અને એક હાથમાં માટી લઇ "માટી એજ રૂપિયા અને રૂપિયા એજ માટી." એવો વિચાર કરી બન્નેને જ્યારે ગંગાજળમાં ફેંકી દીધાં તે સમયે મ્હારા મનમાં થોડોક ભય અને વિચાર થયો. મ્હેં વિચાર્યું કે: "લક્ષ્મી માતા કદાચ ક્રોધે ભરાઇ અન્ન આહાર નહિ આપે તો?" ત્યાર પછી વિચાર્યું કે: "લક્ષ્મી માતા! તું મ્હારા હૃદયમાં નિવાસ કર પણ ત્હારા ઐશ્વર્યની મને ઇચ્છા નથી."

૨૫. ઇશ્વર બે વખત હાસ્ય કરે છે! જે સમયે બે ભાઇઓ દોરી લઇને જમીનના વિભાગ કરી કહે છે કે: આ વિભાગ મ્હારો અને આ વિભાગ ત્હારો. એક તો આ સમયે હાસ્ય કરે છે અને બીજી વખત, જ્યારે કોઇને મંદવાડ આવે છે, તેનાં આત્મીય સ્વજનો સર્વ રડારોળ કરી રહ્યાં હોય છે, વૈદ્ય આવી કહે છે કે: "ભય શો છે? હમણાંજ મટાડી દઉં છું." તે વખતે વૈદ્યને ક્યાં ખબર છે કે: "ઇશ્વર જો મારવા બેઠો હશે તો કોની મકદૂર છે કે: તેને બચાવી શકે?

૨૬. શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે, "હે

અર્જુન ! અષ્ટસિદ્ધિમાંની એક પણ સિદ્ધિ ત્હારામાં હોત તો મ્હારો પરમ પ્રેમ તું પ્રાપ્ત કરી શકત નહિ. " અર્થાત્ જેઓ સાચા ભક્ત અને જ્ઞાની હોય તેમણે કોઇપણ પ્રકારની સિદ્ધિ માટે ઇચ્છા રાખવી નહિ.

૨૫. લક્ષ્મીનારાયણ નામક એક સંતસંગી અને શ્રીમંત ધનાઢ્ય મારવાડી દક્ષિણેશ્વરમાં શ્રીરામકૃષ્ણ પરમહંસનાં દર્શન કરવા આવ્યો હતો. પરમહંસ દેવ સાથે અનેક વેદાન્ત વાર્તા અને ધર્મ સંબંધી ચર્ચા કરી સંતોષ પામ્યો. ઘેર જતી વખતે બોલ્યો કે: " મહારાજ ! આપની સેવા માટે રૂપિયા દશ હજાર આપવાની ઇચ્છા છે. " એ સાંભળતાંજ પરમહંસદેવનું મસ્તક ફરવા લાગ્યું, અને મૂર્છા આવવા લાગી. થોડાવાર પછી ઘણો ક્રોધ દર્શાવી બોલ્યા કે: " હે મૂર્ખ ! તું તુર્તજ અહિંથી ઉઠી જા. શું તું મ્હને માયાનો લોભ બતાવે છે ? જા, જા, અહિંથી ચાલ્યો જા. " મારવાડી ભક્ત આશ્ચર્ય પામી કહેવા લાગ્યો: " મહારાજ ! હજી તમે થોડા કાચા છો. " મહારાજે ઉત્તર દીધો કે: " કેમ ? કાચા કેમ ? " મારવાડી ભક્તે કહ્યું કે: " મહા પુરૂષોની અતિ ઉચ્ચ

અવસ્થા હોવાથો ત્યાજ્ય અને ગ્રાહ્ય એ બન્ને એક સમાન થઇ જાય છે. કોઇએ કાંઇ આપ્યું કે લીધું તેથી તેમના ચિત્તમાં સંતોષ અથવા ક્ષોભ જરા પણ થતો નથી. " એ સાંભળી કિંચિત્ હાસ્ય કરી પરમહંસદેવે કહ્યું કે: " સાંભળ ! જેમ આરસીમાં જરા પણ ડાઘ હોય તો મ્હોઢું સ્વચ્છ જોઈ શકાતું નથી તેજ પ્રમાણે જેનું મન નિર્મળ થયું છે તેના મનમાં કામિની કાંચનરૂપી ડાઘ પડવો જોઇએ નહિ. " મારવાડી ભકતે કહ્યું કે: "બહુ સારી વાત છે. જો એમ હોય તો હૃદયનાથ આપની સેવા કરે છે. કહો તો તેના નામ પર—આપની સેવા માટે એ રૂપિયા મૂકી દઉં ? " એ સાંભળી પરમહંસદેવે ઉત્તર દીધો: " ના તેમ પણ થઇ શકશે નહિ. કારણ કે: તેની પાસે હોય અને કોઇ વખત હું તેમાંથી કોઇને કાંઇ આપવાનું કહું અથવા કોઇ કામમાં ખર્ચ કરવાની મ્હને ઇચ્છા થઇ અને તે ના કહે તો મ્હને સહજે અભિમાન થાય કે એ રૂપિયા કાંઇ ત્હારા નથી. એ તો મ્હારે માટે આપ્યા છે. તું સારૂં કરતો નથી. વગેરે. " એ સાંભળી મારવાડી ભકત આશ્ચર્ય પામ્યો અને પરમ-

હંસદેવની અદૃષ્ટપૂર્વ ત્યાગ ભાવના જોઇ અતિશય પ્રસન્ન થઇ પોતાને ઘેર ચાલ્યો ગયો.

૨૮. ધનનો અહંકાર કરવો નહિ. તમે કહો કે, હું ધનવાન છું. પણ તમારા કરતાં તો બીજા ઘણાએ ભારે ધનવાન પડયા છે. સન્ધ્યા સમયે આગીયાં—પતંગીઆં ઉડતાં ઉડતાં કહે કે: " જગતને અમેજ પ્રકાશ આપીએ છીએ. " પરંતુ આકાશમાં નક્ષત્રો ઉગતાંજ તેમનું અભિમાન દૂર થાય છે. તે સમયે નક્ષત્રો કહે કે: " અમેજ જગતને પ્રકાશ આપાએ છીએ. " પરંતુ જ્યારે ચંદ્રોદય થાય છે ત્યારે નક્ષત્રો લજ્જા પામે છે ! ચંદ્ર એમજ સમજે કે: હુંજ જગતને પ્રકાશ આપું છું પરંતુ જોતજોતામાં સૂર્યોદય થતાંજ ચંદ્ર મલિન થઇ જાય છે અને તે વાદળામાં ક્યાંનો ક્યાગે સંતાઇ જાય છે. જો ધનવાનો પોતાની સ્થિતિનો પણ આ પ્રમાણે વિચાર કરે તો તેમને અહંકાર થાય નહિ.

૨૯. " એક કૌપીનકે વાસ્તે "

એક સાધુ ગુરૂપદેશ પ્રાપ્ત કરી ભગવાનનું સાધન—ભજન કરવાના ઉદ્દેશ્યથી એક ગામના એક

નિર્જન સ્થાનમાં એક સામાન્ય પર્ણકૂટીર બનાવી તેમાં નિવાસ કરી સાધન-ભજન કરવા લાગ્યા. તે નિત્ય પ્રાતઃકાલમાં ઉઠી સ્નાન ઇત્યાદિ કરી પોતાનું ભિંજાયલું વસ્ત્ર અને કૌપીન કૂટીર નજીકના એક વૃક્ષ પર સુકવી દેતા. સાધુ જે સમયે ભિક્ષા માટે બહાર જતા તે સમયે ઉંદર આવીને કૌપીન કરડી ખાતો. સાધુ બીજે દિવસે ગામમાં નવું કૌપીન માંગી લાવતા થોડા દિવસ પછી સાધુ સ્નાનાન્તે પુનઃ ભીંજાયલું કૌપીન કુટીર ઉપર સુકાવવા નાંખી ભિક્ષા માટે ગામમાં ગયા. ભિક્ષા કર્યા પછી તેઓ જ્યારે કુટીરમાં આવ્યા ત્યારે તેમણે જોયું કેઃ ઉંદરે તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા છે. એ જોઇ તેઓ મનમાંજ બહુ ગુસ્સે થયા અને વિચારવા લાગ્યા કેઃ " હવે કોની પાસે કૌપીનની ભિક્ષા માંગવી ? " બીજે દિવસે ગામમાં ભિક્ષા લેવા ગયા ત્યારે તેમણે ગ્રામવાસીઓ સમક્ષ ઉંદરના ઉપદ્રવની હકીકત નિવેદન કરી. એ સાંભળી ગ્રામનિવાસીઓએ કહ્યું કેઃ " મહારાજ ! તમને રોજ રોજ કોણ કૌપીન આપે ? તમે એક કામ કરો. એક બિલાડી પાળો. એટલે તેના

ભયથી ઉંદર નહિ આવે. ” તુર્તજ સાધુ ગામમાંથી એક બિલાડીનું બચ્ચુ લઇ આવ્યા. તે દિવસથી ઉંદરનો ત્રાસ બંધ થયો. એ જોઇ સાધુના આનંદની સીમા ન રહી. સાધુજી બિલાડીના બચ્ચાં પર બહુ પ્રેમ રાખવા લાગ્યા અને ગામમાં જઇ તેને માટે દૂધની ભિક્ષા માંગી લાવી તેને પાવા લાગ્યા. થોડા દિવસથી પછી એક ગ્રામ–વાસીએ કહ્યું કેઃ “ મહા-રાજ ! તમારે તો રોજ રોજ દૂધ જોઇએ. તે કોણ આપે ? બે ચાર દિવસ હોય તો જાણે ઠીક છે. તમે એક કામ કરો. એક ગાય પાળો. તેમ કરવાથી તમને દૂધ મળશે અને બિલાડોને પણ દૂધ મળશે. બન્નેને આનંદ થશે. ” થોડા દિવસમાંજ સાધુજી એક દૂધ દેતી ગાય લઇ આવ્યા. હવે તેમને દૂધ માટે ભિક્ષા માંગવાનું બંધ થયું.

સાધુજી ગાયને માટે દરેક ગામમાંથી ઘાસ, દાણા-ની ભિક્ષા કરવા લાગ્યાઃ એક દિવસ ગામના લોકોએ કહ્યુંઃ “ મહારાજ ! તમારે તો બારે દહાડાનું કામ. હવે તો તમે કુટીરની આસપાસ પડેલી જમીનમાં ખેતી કરો. એટલે ઘાસદાણાને માટે ભિક્ષા નહિ.

માંગવી પડે. " સર્વની સલાહથી સાધુજીએ પડતર જમીનમાં ખેતી કરવા માંડી. ખેતીને માટે ખેડૂતો, મજૂરો રાખવા પડયા. જ્યારે અન્ન પાકતું ત્યારે તેની વ્યવસ્થા કરવા માટે મકાનો, ખળીઓ કરવું પડતું. આ પ્રમાણે તેઓ એક ગૃહસ્થની પેઠે આખો દિવસ એમાં ને એમાંજ રોકાઇ રહેતા. સન્ધ્યા, સ્નાન, અને ભગવત્ ભજનનું નામ ભૂલીજ ગયા ! કેટલાક દિવસ પછી તેમના ગુરૂ ત્યાં આવી પહોંચ્યા. તેમણે ત્યાંનો સર્વ વૈભવ જોઇ એક ચાકરને પૂછ્યું કે "ભાઈ ! અહિં એક ત્યાગી પર્ણકૂટીરમાં નિવાસ કરતો હતો તે કયાં ગયા છે ?" ચાકર કાંઇ પણ ઉત્તર દઇ શકયો નહિ ! ત્યારે તેમણે સાધુના મકાનમાં પ્રવેશ કર્યો. એટલે સ્હામેજ શિષ્યને જોઈ પૂછ્યું કે: " વત્સ ! આ બધું શું ? " શિષ્ય આશ્ચર્ય પામી તુર્તજ ગુરૂદેવને પગે લાગ્યો અને બોલ્યો કે: " મહારાજ ! આ બધું એક કૌપીનને માટેજ છે." એમ કહી સાધુએ એક પછી એક સર્વ વૃતાન્ત ગુરૂદેવને કહી સંભળાવ્યો. ગુરૂનાં દર્શન થવાથી તેની સર્વ આસક્તિ દૂર થઇ ગઈ અને તેજ ક્ષણે સર્વ

વિષય સમ્પત્તિનો ત્યાગ કરી ગુરૂદેવની પાછળ પાછળ ચાલ્યો ગયો.

૩૦. હૃદયનાથ મુખોપાધ્યાયે એક દિવસ પરમહંસદેવને કહ્યું હતું કે: "મામા! તમારા ઉપર માતાજીની આટલીબધી દયા છે ત્યારે તમે માતાજીની પાસે કાંઇક સિદ્ધિ કેમ માંગી લેતા નથી?" આ સમયે પરમહંસદેવની અવસ્થા બાળક જેવી હતી. હૃદયનાથનું ઉપરોક્ત કથન સાંભળી તેમણે એક દિવસ તલાવને કિનારે બેસી બાળકની પેઠે માતાજીને કહ્યું કે: "મા, હૃદય કહે છે કે: તમે માતાજીની પાસેથી સિદ્ધિ કેમ માંગતા નથી?" એમ કહી તેઓ માતાજીના વિચાર કરવા લાગ્યા. થોડોવારમાંજ તેમણે જોયું કે: કાળુ વસ્ત્ર પરિધાન કરી એક મ્હોટી વયની સ્ત્રી શૌચ જવા બેઠી છે. એ જોઇ તેઓ ત્યાંથી ચાલ્યા ગયા અને ગુસ્સે થઇ હૃદયને કહેવા લાગ્યા કે: "ઓ દુષ્ટ! ત્હેં મ્હને કેવી સલાહ આપી? બસ, જા, હવે પછી હું ત્હારી સલાહ માનવાનો નથી. ત્હારી વાત મ્હેં માતાજીને નિવેદન કરી. તેજ ક્ષણે માતાજીએ મ્હને બહુ વિચિત્રરૂપે દર્શન દીધાં હતાં!

# साधनमां सहायता.

૧. સાધનની પ્રથમ અવસ્થામાં નિર્જનમાં બેસી મન સ્થિર કરવું જોઇએ. તેમ ન થાય તો અનેક દેખાવો જોવાથી અને અનેક વાતચિત સાંભળવાથી મન ચંચળ થઇ ઉઠે. જેમ દૂધ અને જળ એક સાથે રાખવાથી તે એકરૂં થઇ જાય છે પરંતુ દૂધનું મંથન કરી માંખણ કરી શકવાથી જળ સાથે રાખવા છતાં પણ તે એકત્ર થઇ જતું નથી, પણ તે જળ ઉપર તર્યા કરે છે તેજ પ્રમાણે જેનું મન સ્થિર થયું છે તેઓ ગમે ત્યાં જાય અને ગમે ત્યા બેસે તો પણ તેમનું મન સર્વદા ભગવાનનું સ્મરણ કરી શકે છે.

૨. નિષ્ઠા અને ભક્તિ ન હોય તો સચ્ચિદાનંદ પ્રાપ્ત થાય નહિ. જેમ એકજ પતિ પ્રત્યે નિષ્ઠા અને ભક્તિ હોય તોજ તે સ્ત્રી સતી થઇ શકે છે તેજ પ્રમાણે ભક્તને પોતાના ઇષ્ટદેવ પ્રત્યે નિષ્ઠા ભક્તિ હોય તો ઇષ્ટ-દર્શન થાય છે.

૩. હનુમાનને એક મનુષ્યે પૂછ્યું કેઃ “ આજે

કઇ તિથિ ? ” હનુમાને ઉત્તર દીધો કે: “ હું વાર, તિથિ, નક્ષત્ર વગેરે કાંઇ જાણુતો નથી. હું તો કેવળ રામ--પાદપદ્મ જાણું છું.”

૪. ધ્યાન કરવું મનમાં, વનમાં અને ખુણામાં.

૫. નિર્જનમાં ગયા સિવાય પેટ--શૂળનો રોગ મટે શી રીતે ? ઉદર-વિકારનો રોગ. જે ઘરમાં વિકાર –રોગી તેજ ઘરમાં કેરીનું ખાટુ અથાણું અને તીખો તમતમતો રસો. સ્ત્રી એ પુરૂષને માટે કેરીના ખાટા અથાણા જેવી. ભોગ–વાસના એ તીખા તમતમતા રસા જેવી છે. એનાથી કાંઇ રોગ મટે કે ? થોડા દિવસ તદ્દન નિર્જનમાં જઇ સાધન-ભજન કરવું જોઇએ. નિરોગી થયા પછી ઘરમાં આવી નિવાસ કરવાથી રોગ થવાનો ભય રહેતો નથી.

૬. પ્રથમ અવસ્થામાં તદ્દન નિર્જનમાં બેસી ધ્યાન અભ્યાસ કરવો જોઇએ. જ્યારે બરાબર અભ્યાસ થઇ જાય ત્યારે પછી ગમે ત્યાં બેસી ધ્યાન કરી શકાશે. જેમ વૃક્ષ જ્યારે ન્હાનુ હોય છે ત્યારે તેની સંભાળ લેવા તેની આસપાસ વાડ કરી લેવી પડે છે. જો તેમ ન કરવામાં આવે તો ઢોર તેને ખાઇ

જાય. જ્યારે તે મ્હોટું થાય ત્યારે દશ ઢોર તેની આસપાસ ફરી વળે તો પણ તેને કોઇ પ્રકારનું નુકશાન કરી શકતા નથી.

૭. એક દિવસ એક યુવક-ભકતે પરમહંસદેવને પ્રશ્ન કર્યો કે: "પ્રભુ ! કામદેવનો જય શી રીતે કરી શકાય ?" પરમહંસદેવે હાસ્ય કરી ઉત્તર દીધો: "સર્વ સ્ત્રીયોને માતૃવત્ જોવી. વળી કોઇ પણ સ્ત્રીના મુખ સ્હામે કદી પણ જોવું નહિં. સર્વદા તેના પગ સ્હામે જોવું. તેમ કરશો તો તમારી ચિન્તા દૂર થઇ જશે.

૮. "સહન શક્તિ" સિવાય કોઇ બીજો મ્હોટો ગુણજ નથી. જે સહન કરે છે તેજ જીવતા રહે છે. જે સહન નથી કરતા તે નાશ પામે છે. બધા અક્ષરોમાં "સ" ત્રણ છે. શ, ષ, સ. અર્થાત્ "સહન કરો, સહન કરો, સહન કરો."

૯. "સહન શક્તિ" જેવો બીજો કોઇ મહાન્ ગુણજ નથી. સર્વ મનુષ્ય માત્રમાં સહન શક્તિનો મહાન્ ગુણ હોવોજ જોઇએ. જેમ લુહારની એરણ ઉપર કેટલાએ મ્હોટા મ્હોટા હથોડા જોરથી પડે છે પરંતુ તે જરાએ વિચલિત થતી નથી. તેજ પ્રમાણે

કૂટસ્થવત્ બુદ્ધિ હોવી જોઇએ. જેની ઇચ્છામાં આવે તે તેની ઇચ્છાનુસાર ભલે બોલે. સર્વ સહન કરી લેવું જોઇએ.

૧૦. માછલાં ગમે તેટલાં દૂર કેમ ના હોય પણ સારૂં સારૂં ખાવાનું નાંખતાંજ તેઓ જેમ દોડી આવી એકત્ર થાય છે. તેજ પ્રમાણે ભગવાન હરિ પણ વિશ્વાસુ ભક્તના હૃદયમાં શીઘ્ર આવી ઉદય પામે છે.

૧૧. એક પ્રકારનાં જીવડાં હોય છે તે દીપકનો પ્રકાશ જોતાંજ ત્યાં ઉડી જાય છે અને તેનાપર પ્રાણ અર્પણ કરે છે, છતાં પણ તે અંધકારમાં જતાં નથી. તેજ પ્રમાણે જેઓ ભગવાનના ભક્ત છે તેઓ જે સ્થળે સાધુઓનો નિવાસ હોય છે અને ઇશ્વર સંબંધી કથા થાય છે ત્યાંજ જઇ બેસે છે. સાધન-ભજન સિવાય સંસારના અસાર પદાર્થોનાં બંધનમાં તેઓ બંધાઇ રહેતા નથી.

૧૨. પાર્વતીજીએ શંકર ભગવાનને પૂછ્યું કે, “ ઈશ્વર પ્રાપ્તિનો ટુંકો ઉપાય શો? ” શંકરે કહ્યું: “ શ્રદ્ધા એજ ટુંકો ઉપાય છે. ગુરૂ વાક્ય ઉપર અચલ

શ્રદ્ધા રાખ્યા સિવાય સચ્ચિદાનંદ પ્રાપ્ત કરી શકાય નહિ!

૧૩. દુર્લભ્ય એવો મનુષ્યદેહ ધારણ કરી જે મનુષ્ય સચ્ચિદાનંદ પ્રભુનો સાક્ષાત્કાર કરી શકે નહિ તેનો જન્મ ધારણ કરેલો વૃથા છે.

૧૪. મન કેવું છે તે જાણો છો? જાણે સ્પ્રિન્ગની ગાદી. જેટલી ક્ષણ ગાદી ઉપર બેસી રહેવામાં આવે તેટલી ક્ષણ તે દબાઇ રહે છે પણ તેનાપરથી ઉઠી ઉભા થયા કે તુર્તજ તે ઉંચી થઇ જાય છે. તેજ પ્રમાણે સંત્ અને સાધુ સંગ કરવાથી જે ભગવત્ ભાવના પ્રાપ્ત કરી શકાય છે તે સાધુ સંગતિ ત્યાગ કરતાંજ સર્વ ભૂલી જઈ પોતાની પૂર્વ ભાવના ધારણ કરે છે.

૧૫. ભગવાનના નામ પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા રાખી શકાય તો તે મનુષ્યને બીજા કોઇ પ્રકારનો વિચાર કે સાધન કરવાની આવશ્યક્તા નથી. ભગવાનના નામ-સ્મરણનાં પ્રભાવથી મનના સર્વ સંદેહ દૂર થઈ જાય છે. ભગવત નામ—સ્મરણથીજ ચિત્ત

શુદ્ધ થઇ જાય છે અને નામ-સ્મરણથીજ સચ્ચિદાનંદ-નો સાક્ષાત્કાર થઇ શકે છે.

૧૬. સરલ વિશ્વાસ અને નિષ્કપટીપણું હોય તો ભગવાન પ્રાપ્ત થઇ શકે છે! એક મનુષ્યને એક સાધુનાં દર્શન થયાં હતાં. તેણે સાધુ પાસે નમ્રતાપૂર્વક ઉપદેશની પ્રાર્થના કરી. સાધુએ કહ્યું: " ભગવાનને મન-પ્રાણપૂર્વક ચ્હાઓ-તેનાપર પ્રેમ રાખો. " પેલા મનુષ્યે કહ્યું: " પણ મહારાજ! મ્હેં ભગવાનને કોઇ દિવસ દીઠા નથી. તેના સંબંધી હું કાંઇ જાણતો નથી. શી રીતે તેનાપર પ્રેમ રાખું? તેને કેવી રીતે ચ્હાઉં!" સાધુએ કહ્યું: " તું કોઇને ચ્હાય છે?" પેલા માણસે ઉત્તર દીધો: " મહારાજ! મ્હારી પાસે બીજું કાંઈ નથી. મ્હારી પાસે એક મૂર્તિ છે. તેનેજ ચ્હાઉં છું" સાધુએ કહ્યું: " ત્યારે તો મન-પ્રાણપૂર્વક પરજ તેના પ્રેમ રાખજે. તેનેજ ચ્હાજે. તેનીજ સેવા કરજે. તેમાંજ નારાયણ છે એમ માનજે. " એમ કહી સાધુ ચાલ્યો ગયો. પેલો મનુષ્યમૂર્તિમાં નારાયણ છે એવી શ્રદ્ધા રાખી તેની મન-પ્રાણપૂર્વક સેવા કરવા લાગ્યો. કેટલાક દિવસ વિત્યા પછી સાધુ એ રસ્તે થઇને પસાર

થતા હતા. તેમણે પેલા માણુસને શોધ કરી પૂછયું: " હવે કેમ છે ? " તેણે પ્રણામ કરી કહ્યું: " ગુરો ! આપની કૃપાથી ખુબ આનંદમાં છું. આપે જેમ કહ્યું હતું તેજ પ્રમાણે ભાવનાપૂર્વક મ્હેં મૂર્તિની સેવાપૂજા કરી તેથી મ્હારા ઉપર મહાન્ ઉપકાર થયો છે. એજ મૂર્તિમાં પ્રસંગોપાત એક ઉત્તમ-સુંદર-મૂર્તિનાં મ્હને દર્શન થાય છે. તેને ચાર હાથ હોય છે તેનાં દર્શન કરી હું પરમાનન્દ પ્રાપ્ત કરૂં છું. "

૧૭. સાધુ-સંગ કેવો હોય છે તે જાણો છો? જાણે ચોખા ધોયલું જળ. જેને અતિશય કેફ ચઢી હોય તેને જો ચોખા ધોયેલું જળ પાયું હોય તો તેની કેફ ઉતરી જાય છે. તેજ પ્રમાણે જેઓ સંસાર-મદમાં મદમસ્ત થયા હોય છે તેમનો કેફ ઉતારવાનો માત્ર એકજ ઉપાય સાધુ સંગતી છે.

૧૮. પરમહંસદેવ એક સર્પ અને સાધુની વાર્તા કહેતા. સર્પ પોતે દર ખોદતો નથી પણ ઉંદરે ખોદેલા દરમાં નિવાસ કરે છે તેજ પ્રમાણે સાધુઓ પણ

પોતાને માટે ઘર બંધાવતા નથી. આવશ્યકતા જણાતાં અન્ય મનુષ્યોનાં મકાનોમાં નિવાસ કરે છે.

૧૯. જેમ વકીલને જોતાંજ ફરીયાદ અને કચેરી સંબંધી વિચારો મનમાં ઉદય પામે છે અને ડાકટર કે વૈદ્ય જોતાંજ રોગ અને ઔષધનું ભાન થાય છે તેજ પ્રમાણે સાધુ અને ભક્તિને જોતાંજ ભગવાનના વિચારો ઉદય પામે છે.

## साधनमां खंत !

૧. રત્નાકરમાં અનેક રત્ન છે. એક ડૂબકી મારતાં કંઇ પ્રાપ્ત ન થતાં રત્નાકરને રત્નહીન માનવામાં આવતો નથી તેજ પ્રમાણે થોડુંક સાધન કર્યા પછી ઇશ્વર દર્શન નહિ થતાં નિરાશ થશો નહિ. ધૈર્ય ધારણ કરી ખંતથી સાધન કર્યા જાઓ. સમય આ-વતાંજ તમારા ઉપર ઇશ્વરની અવશ્ય કૃપા થશે.

૨. સમુદ્રમાં એક જાતની કાલુ–માછલીયો થાય છે. તેઓ સર્વદા જળ ઉપર તરતી હોય છે પરંતુ સ્વાતી નક્ષત્રનું એક બિંદુ જળ તેના મુખમાં પડ-તાંજ મુખ બંધ કરી ને એકદમ જળની અંદર

ઉતરી પડે છે. પછી તે ઉપર આવતી નથી. તત્વ-પિપાસુ શ્રદ્ધાળુ સાધંકો પણ એ પ્રમાણેજ ગુરૂમન્ત્ર રૂપી એક બિંદુ જળ પ્રાપ્ત થતાંજ સાધન રૂપી અગાધ જળમાં એકદમ ડૂબી જાય છે પછી તેઓ બીજી દિશામાં જરા પણ દષ્ટિપાત કરતા નથી.

૩. જેમ કોઇ શ્રીમંત ધનવાનને મળવા જતાં પ્રથમ સિપાહી-કારકુનોની અનેક ખુશામદ કરવી પડે છે તેજ પ્રમાણે ઇશ્વર-સમક્ષ જતાં અનેક સાધન-ભજન અને સતસંગ આદિ અનેક ઉપાયોદ્વારા જવું પડે છે.

૪. એક કઠિયારો વનમાંથી કાષ્ઠ કાપી લાવી દુઃખે સુખે જેમ તેમ દિવસો વ્યતિત કરતો. એક દિવસ હલકાં કાષ્ઠ કાપી માથે ઉપાડી લાવતો હતો એટલામાં એક માણસ તે માર્ગે થઇને જતો હતો. તેણે કહ્યું: " ભાઇ ! જરા આગળ જઇને લઇ આ-વજે. " બીજે દિવસે કઠિયારો જંગલમાં થોડે દૂર ગયો તો ત્યાં ભારે વજનનાં કાષ્ઠ દીઠાં. તેનાથી ઉંચકાયાં તેટલાં કાપી લાવ્યો. બજારમાં વેચતાં તેના વિશેષ પૈસા મળ્યા. બીજે દિવસે તેણે વિચાર્યું કેઃ

"પેલો માણુસ આગળ જવાનું કહેતો હતો. ઠીક, આજે વળી તેથી પણ આગળ જાઉં." કઠિયારો ઘણે દૂર ગયો. ત્યાં તેણે ચંદન-કાષ્ઠનું વન દીઠું. તેણે ચન્દન-કાષ્ઠ માથે ઉપાડી બજારમાં વેચ્યાં તેથી તેને ઘણોજ લાભ થયો. વળી બીજે દિવસે વિચાર્યું કે "પેલા માણુસે આગળ જવાનું કહ્યું છે. માટે આજે વળી તેથી પણ આગળ જાઉં !" તે આગળ ગયો તો તેણે ત્યાં તાંબાની ખાણુ જોઇ. તેનાથી લોભમાં નહિ પડતાં વિશેષ આગળ જવા માંડયો. તેમ તેમ રૂપુ, સોનું અને હીરાની ખાણો તેને પ્રાપ્ત. થઇ. અંતે તે મહાન્ ધનવાન થઇ ગયો. ધર્મ માર્ગ પણ એવોજ છે. કેવળ આગળ વધતા જવું. કોઇક સુંદર રૂપ, કે જ્યોતિ દર્શન થયા પછી અથવા સિદ્ધિ પ્રાપ્ત થતાંજ આનંદ પામી કહેશો નહિ કે: "મ્હને બધું મળી ગયું છે." આગળ વધી મહાન્ ધન જે ઇશ્વર તે- નોજ સાક્ષાત્કાર કરવો.

૫. જે મનુસ્યો મત્સ્ય પકડવામાં આનંદ માને છે તેઓ જો સાંભળે કે અમુક તળાવમાં મત્સ્ય છે તો પછી તેઓ શું કરે છે ? માત્ર પૂછપરછ કરી

મત્સ્ય પકડવા બેસે તો તેનું કાંઇ વળશે નહિ પણ ◦ ણે તે તળાવમાંથી મત્સ્ય પકડ્યાં છે તેને મળી ત્યાંના મત્સ્યને કઇ જાતનું ખાવાનું જોઇએ છે ? કેવો ગલ જોઇએ ? વગેરે બરાબર પૂછવું જોઇએ અને તે પછી તેવાજ ખોરાક સહિત તેવોજ ગલ તળાવમાં ફેંકવો જોઇએ અને ધૈર્ય ધારણ કરી બેસવું જોઇએ. ત્યાર પછી તે મત્સ્યના કૂદકા અને હલન-ચલન જૂવે અને ત્યારે ગલ વાળી દોરી ખેંચાય ત્યારેજ તેનાથી મત્સ્ય પકડી શકાય છે. ધર્મ રાજ્યમાં પણ તેવુંજ છે. સાધક અને મહાન્ પુરૂષોના કથન ઉપર શ્રદ્ધા રાખી ભક્તિરૂપી દોરી નાંખી ધૈર્ય રૂપી ગલ નાંખી બેસી રહેવું જોઇએ તો ઇશ્વર રૂપી મત્સ્ય પકડાશેજ પકડાશે.

૬. એક મનુષ્યે પરમહંસદેવને પૂછયું કે: " મહારાજ ! અનેક દિવસ પર્યંત સાધન ભજન કર્યું પરંતુ કાંઇ લાભ મળ્યો નહિ. મ્હારૂં સાધન-ભજન કરેલું મિથ્યા થયું. " પરમહંદેવ સ્મિતહાસ્ય કરી બોલ્યા કે: " સાંભળ ભાઇ ! જેઓ ખાનદાની ખેડૂતો છે તેઓ તો બાર વર્ષ પર્યંત અનાવૃષ્ટિ થાય તો પણ

ખેતી કરવાનું છોડતા નથી. જેઓ સાચા ખેડુત નથી તેઓ માત્ર ખેતીમાં મ્હોટો લાભ છે એવું સાંભળી વ્યાપાર કરવા આવે છે. તેઓ એક વર્ષ અનાવૃષ્ટિ થતાંજ ખેતી છોડી ન્હાસી જાય છે! તેજ પ્રમાણે જેઓ ચુસ્ત ભક્ત અને શ્રદ્ધાળુ છે તેઓ તો સમસ્ત જીવન ઇશ્વર-દર્શન ન થાય તો પણ તેનાં નામ-ગુણનું કીર્તન કરવાનું છોડતાજ નથી.

૭. જેમ તરવાની ઇચ્છા હોય તો પ્રથમ કેટલાક દિવસ પર્યંત નદી કે તળાવમાં જઈ હાથ પગ હલાવી શીખવું પડે છે, પણ એકદમ તરતાં આવડી જતું નથી. તેજ પ્રમાણે બ્રહ્મરૂપ સમુદ્રમાં તરવા માંડીએ તો અનેક વખત ઉત્થાન-પતન થયાંજ કરે છે. એક-દમ તરી શકાતું નથી.

## व्याकुलता ।

૧. ઇશ્વર પ્રત્યે કેવા પ્રકારનું મન જોઇએ તે જાણો છો? જેમ સતીનું મન પતિમાં, કૃપણનું ધનમાં અને વિષયીનું વિષયમાં હોય છે તેમ એવું મન-આકર્ષણ જો ભગવાન પ્રત્યે હોય તોજ ભગવાનના દર્શન થાય.

૨. માતાને પાંચ બાળકો હોય તો જેમ તે કોઇને રમકડું, કોઇને પૂતળુ અને કેઇને ખાવાનું આપી ભૂલાવામાં નાંખે છે (કે જેથી તે માતાનું નામ ન દે.) એમાંથી જે બાળક રમકડું ફેંકી દઇ " માતા કયાં ગઇ ?" એમ કહી અશ્રુપાત કરે છે તેનેજ માતા તત્કાળ ખોળામાં લઇ ધૈર્ય આપે છે. હે જીવ ! તમે પણુ બાળકની પેઠેજ ભૂલાવામાં પડી રહ્યા છો. તમે પણુ કામિની-કંચનના લોભમાં સત્ય વસ્તુને પ્રાપ્ત કરવાનું ભૂલ્યા છો. તમે એ સર્વેનો ત્યાગ કરી ઇશ્વર-દર્શન માટે અશ્રુપાત કરશો ત્યારેજ તે દર્શન દઇ તમને પોતાના ખોળામાં લઇ આશ્રય આપશે.

૩. વિષય-ભોગ પ્રાપ્ત નહિ થવાથી, સુખ સંતતિ પ્રાપ્ત નહિ થવાથી અનેક મનુષ્યો અશ્રુપાત કરી વસ્ત્રો પલાળી નાંખે છે. પરંતુ ભગવાનનાં દર્શન થયાં નહિ. ભગવાનનાં પાદપદ્મમાં ભક્તિ સમર્પણુ કરી શકાઇ નહિ. એમ કહી એક બિંદુ અશ્રુજળ કેટલાં મનુષ્યો કાઢે છે વારૂ ?

૪. ઋષિ કૃષ્ણુ ( ઇસુ ખ્રીસ્ત ) એક દિવસ

સમુદ્રને કિનારે ફરતા હતા. એક ભક્તે આવી તેમને પ્રશ્ન કર્યો કે: " પ્રભો ! કયો ઉપાય કરવાથી ઇશ્વરનો સાક્ષાત્કાર થાય. " તેમણે તેજ ક્ષણે તેને પકડી જળમાં ડૂબાડી રાખ્યો. થોડી વાર પછી તેનો હાથ ઝાલી બહાર કાઢી પૂછ્યું: " ત્હારી કેવી સ્થિતિ હતી ? " ભક્તે કહ્યુ: " જાણે પ્રાણ જવાની તૈયારી હતી. " પ્રભુ ઇસુએ કહ્યું: " એ પ્રમાણેજ ભગવાન પ્રાપ્તિને માટે તમારા પ્રાણ નિકળી જવાની તૈયારી કરશે, ત્યારેજ હમને તેનાં દર્શન થશે. " ભગવાનને માટે આકુળ વ્યાકુળ થવું જોઇએ.

૫. બાળકો જેમ પૈસો લેવા માતાની પાસે કાલા વાલા કરે છે, હઠ કરે છે, અશ્રુપાત કરે છે અને ક્વચિત્ મારે પણ છે. તેજ પ્રમાણે આનન્દમયી માતાને પોતાની માતાજ જાણીને તેનાં દર્શન કરવા માટે જે ભક્તો બાળક જેવા સરલ હૃદયના બની વ્યાકુલ થઇ અશ્રુપાત કરે છે તેનેજ સચ્ચિદાનંદમયી માતા દર્શન દીધા વિના રહેતા નથી.

૬. ભગવાનનાં દર્શન માટે વ્યાકુલતા થવા સંબંધી કહેતા કે: " જ્યારે દક્ષિણેશ્વરના મંદિરમાં સન્ધ્યા

આરતિ સમયે ઘણ્ટા, ઝાંઝ વાગતાં તે સમયે હું ગંગા કિનારે જઇ અશ્રુપાત કરતો. માતાજીને બૂમો પાડી કહેતો કે: " ઓ મા ! દિવસ તો ચાલ્યો ગયો. હજી પણ તમારાં દર્શન થયાં નહિ ? "

૭. જેને જળની તૃષા લાગે છે તે ગંગાજળ ડોળાયલું છે એમ કહી તેનું પાન નહિ કરે અને શું બીજું તળાવ ખોદી જળપાન કરશે ? ના. તેજ પ્રમાણે જેને ધર્મ તૃષ્ણા લાગી નથી તે તો આ ધર્મ સારો નથી, પેલો ધર્મ સારો નથી એમ કહી વિતંડાવાદ કરતા ફરે છે. તૃષ્ણા હોય તેને એટલા બધા વિચાર થતા નથી.

## भक्ति अने भाव.

૧. હીરા પર પ્રેમ હોય છે તો બજારમાં તે લાખો રૂપિયાના પ્રાપ્ત થઇ શકે છે પરંતુ કૃષ્ણુપર પ્રેમ હોય તો તે કેટલે રૂપિયે પ્રાપ્ત થાય ?

૨. સ્વચ્છ કાચ ઉપર કોઇ પણ વસ્તુની છબી પડતી નથી પરંતુ તેની પાછળ મસાલો ચઢાવેલો હોય છે ત્યારેજ છબી પડે છે અર્થાત્ ત્યારેજ તેના

પર ફોટોગ્રાફ પડી શકે છે, તેજ પ્રમાણે શુદ્ધ મન ઉપર ભક્તિરૂપી મસાલો ચઢાવવામાં આવે તોજ ભગવાનનાં સ્વરૂપ દર્શન થાય છે. શુદ્ધ મન ઉપર ભક્તિ સિવાય ભગવત્ રૂપનાં દર્શન થતાં નથી.

૩. પ્રેમ કોને કહે છે તે જાણો છો ! ઇશ્વરનું નામ સ્મરણ કરતાં કરતાં જગત્ ભૂલી જવાય એટલુંજ નહિ. પણ પોતાના પ્રિય દેહનું પણ ભાન ન રહે, ત્યારેજ તે ઇશ્વરપ્રેમ કહેવાય.

૪. પ્રથમ ભાવના પછી પ્રેમ. અંતે ભાવ સમાધિ, જેમ કીર્તન કરતાં કરતાં પ્રથમ બોલવામાં આવે છે કે: " નિતાઇ આમાર માતા હાતી. " " નિતાઇ આમાર માતા હાતી. " ક્રમે ક્રમે ભાવનામાં મગ્ન થતાં માત્ર બોલાય છે કે: " હાતી, હાતી. " ત્યારપછી કેવળ " હાતી. " એટલુંજ મુખમાં રહી જાય છે. અંતે માત્ર " હા. " બોલતાં બોલતાં ભાવ સમાધિમાં મગ્ન થઇ જવાય છે. એ પ્રમાણેજ જે મનુષ્ય એટલી બધી વાર કીર્તન કરે છે તે બાહ્ય જ્ઞાનશુન્ય થઇ ચૂપ થઇ જાય છે.

૫. જેમ ન્હાનકડા ઘરમાં હાથી પ્રવેશ કર્યાથી તે ઘરમાં ઉથલપાથલ કરી મૂકે છે તેજ પ્રમાણે ભાવનારૂપી હાથી દેહ ઘરમાં પ્રવેશ કરતાંજ દેહમાં ઉથલ પાથલ કરી મૂકે છે.

૬. જેને ભગવાન પ્રત્યે ભક્તિ ઉત્પન્ન થાય છે તેની ભાવના કયા પ્રકારની હોય છે તે જાણો છો? " હું યન્ત્ર છું, તું યન્ત્રી ( એન્જીનિયર ) છે. હું ઘર છું, તું ઘરધણી છે, હું રથ છું તું રથી છે. જેવી શક્તિ આપશે તે પ્રમાણે કાર્ય કરીશ. જેવું કૃત્ય કરાવશે તેવું કૃત્ય કરીશ. જેવી ગતિ આપશે તે પ્રમાણે ગમન કરીશ. " પ્રભુભક્ત તો આવો હોય છે.

૭. ભગવાનના પાદપદ્મમાં ભક્તિ થતાંજ વિષય–કર્મ એની મેળેજ ત્યાગ થઇ જાય છે. ભક્તને વિષય–કર્મ પ્રત્યે પ્રેમ ઉપજતો નથી. જેમ કે શાકરનું સરબત પીનારને ગોળનું પાણી સારૂં લાગતું નથી તેમ.

૮. સન્ધ્યા આન્હિકની આવશ્યક્તા તો જ્યાં સુધી ઇશ્વરનાં પાદપદ્મમાં ભક્તિપ્રેમ ઉપજતો નથી અને તેનું નામ–સ્મરણ કરતાં કરતાં નેત્રમાં જળ આવતાં નથી, તેમજ શરીરે રોમાંચ થતો નથી ત્યાં

સુધી, પછી તો તે ઇશ્વરમયજ છે. ત્યાં કઇ ઉપાસ-
નાની આવશ્યકતા રહે ?

૯. રાસલીલાવાળાઓ જ્યાં સુધી વાજીંત્રો વગા-
ડી "કૃષ્ણ પધારો, પધારો કૃષ્ણ" એવું ગાયન
ગાય છે ત્યાં સુધી કૃષ્ણ પધારતા નથી. તે તો પડ-
દામાં બેસી વસ્ત્રાલંકાર ધારણ કરે છે, પાન સોપારી
ખાય છે અને વાતોના ગપાટા મ.રે છે. પણ જ્યારે
વાજીંત્ર બંધ રહે છે અને નારદઋષિ મૃદુસ્વરે પ્રેમ
પૂર્વક ગાયન ગાય છે કે: "ઓ વારૂં મમ પ્રાણ—ગો-
વિંદ પધારો." ત્યારે કૃષ્ણ પડદામાં બેસી રહેતા
નથી. તેઓ તત્ક્ષણાત ઉતાવળે પગલે રંગ મંડપમાં
આવી ઉભા રહે છે. સાધકના હૃદયમાં પણ એમજ
થાય છે. જ્યાં સુધી સાધક: "પ્રભો ! પધારો !
પ્રભો ! પધારો." એમ કહી બડબડાટ કરે છે ત્યાં
સુધી પ્રભૂ તે હૃદયમાં પધારતા નથી એમ માનવું
પરંતુ પ્રભૂ પધારે છે ત્યારે તો સાધક ભાવનામાં
ગદ્દ ગદ્દ થઇ જાય છે. પછી બૂમો પાડતો નથી.
સાધક જયારે ભાવનામય થઈ પ્રભૂને પ્રાર્થના કરે
છે ત્યારે તે વિલંબ કરતા નથી.

૧૦. અહલ્યાએ કહ્યું હતું કે: " હે રામ ! જો કુક્કરને ત્યાં જન્મ થાય તો તે પણ કબૂલ છે, પરંતુ તમારા શ્રીપાદપદ્મમાં મ્હારી અચલ શ્રદ્ધા–ભક્તિ રહે. હું બીજું કાંઇ માંગતી નથી.

## ધ્યાન ।

૧. સત્વગુણી મનુષ્ય કેવી રીતે ધ્યાન કરે છે તે જાણો છો ? તેઓ રાત્રે મચ્છરદાની પાથરી–તેની વચમાં બેસી ધ્યાન કરે છે. લોકો જાણે તે નિદ્રાવશ થયો છે. તે લોકોને દેખાડવા જેવું કાંઇ પણ કરતો નથી.

૨. ( સાધકને ) ધ્યાન સમયે કેટલાક વખત એક પ્રકારની નિદ્રા આવી જાય છે. તેને યોગનિદ્રા કહે છે. એ સ્થિતિમાં અનેક સાધક ભગવાનનાં રૂપ–દર્શન કરી શકે છે.

૩. ધ્યાન એવું કરવું કે જેથી તેમાં એકદમ તન્મય થઇ જવાય Dilute થઇ જજો. જે સમયે બરાબર ધ્યાન થશે તે સમયે સાધકના શરીર ઉપર પક્ષી બેસશે તો પણ તેને ખબર પડતી નથી. કાલી-

માતાના મંદિરમાં બેસી હું જ્યારે ધ્યાન કરતો હતો ત્યારે ત્યાં બેઠેલા લોકો મ્હને કહેતા હતા કેઃ " તમારે શરીરે કબુતર અને પોપટ બેસી રમત કરે છે."

## साधन अने आहार ।

૧. જે મનુષ્ય હવિષ્યાન્ન ભક્ષણ કરે પણ ઇશ્વર–પ્રાપ્ત કરવા ચ્હાતો ન હોય તેનું હવિષ્યાન્ન ગોમાંસ તુલ્ય થાય છે. પરંતુ જે ગોમાંસ ભક્ષણ કરતો હોય છતાં તે ભગવાન–પ્રાપ્ત કરવાનો યત્ન કરતો હોય તો તેનું ગોમાંસ હવિષ્યાન્ન બરાબર છે.

૨. સ્વર્ગીય મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામીનાં સાસુ એક દિવસ પરમહંસદેવનાં દર્શન કરવા આવ્યાં હતાં. પરમહંસદેવે તેમને કહ્યું કેઃ " તમે બહુ સારી સ્થિતિમાં છો. સંસારમાં રહીને ભગવાનમાં ચિત્ત રાખી શકો છો. " તેમણે કહ્યુંઃ " મહારાજ ! અમે હજી કાંઇ પણ ઉન્નત્તિ કરી શક્યાં નથી. હજી અમે અનેક મનુષ્યનું એંઠું ભોજન કરી શકતાં નથી. " પરમહંસદેવે કહ્યુંઃ " એમ કેમ કહો છો મા ? ગમે તેનું એંઠું ભોજન કરવાથીજ ઉન્નતિ થાય છે કે ?

કૂતરાં શિયાળ બધાંનું એંઠું ભોજન કરે છે તેથી તેને બ્રહ્મજ્ઞાન થયું કહેવાય કે ? ”

## भगवत्कृपा ।

૧. હજારો વર્ષના અંધારા ઘરમાં જેમ એક દિવાસળી પ્રકટાવતાંજ પ્રકાશ થાય છે તેજ પ્રમાણે જીવના જન્મજન્માન્તરનાં પાપ પણ ભગવાનની એક વખત કૃપાદૃષ્ટિ થતાંજ દુર થઇ જાય છે.

૨. મલયનો વાયુ વાતાંજ જે વૃક્ષમાં કંઇ તત્વ છે તે વૃક્ષમાં ચંદનની સૌગંધ પ્રસરે છે. પરંતુ તત્વ-હીન જેમકે વાંસ, કેળ વગેરે વૃક્ષને ચંદનની સુવાસ લાગતી નથી. તેજ પ્રમાણે ભગવત્કૃપા પ્રાપ્ત થતાંજ જેનામાં કંઇક ભક્તિ તત્વ છે તેઓ એક ક્ષણમાં સાધુ–ભાવથી પૂર્ણ થાય છે પરંતુ જેઓ વિષયાસક્ત અસાર મનુષ્ય છે તેને સહજમાં કાંઇ અસર થતી નથી.

૩. ન્હાનાં બાળકો એકલાં ઘરમાં બેઠાં બેઠાં પોતાની ઇચ્છાનુસાર પૂતળાં રમ્યાં કરે છે. તે વખત તેને કાંઈ ભય કે વિચાર ઉપજતો નથી. પરંતુ ઘરમાં

માતાએ પ્રવેશ કર્યો કે તેજ ક્ષણે બાળકો પૂતળાં પડતાં મૂકી " મા, મા. " કરી તેની પાસે દોડી જાય છે. એ જીવો ! તમે પણ હમણાં ધન, માન, યશ રૂપી પૂતળાં લઇ સંસારમાં નિશ્ચિંત થઈ સુખ-પૂર્વક રમત રમી રહ્યા છો. હમણાં તમને કશો ભય કે વિચાર નથી. પરંતુ જો માતા આનંદમયી (ઇશ્વર) તમને એક વખત દર્શન દે તો તમને તમારાં ધન, માન, યશ, વગેરે વિષયો સારા લાગે નહિ—બધું છોડી દઇને તમે તે (ઇશ્વર)નિ પાસે દોડી જશો.

૪. કાદવમાં રમવું એજ બાળકોનો સ્વભાવ હોય છે પરંતુ માતાપિતા તેમને અસ્વચ્છ રહેવા દેતાં નથી. તેજ પ્રમાણે જીવ આ માયામય સંસારમાં લપટાઇ ગમે તેટલા મલિન થાય તો પણ ભગવાન તેમને શુદ્ધ થવાનો ઉપાય કરશેજ.

## सिद्ध अवस्था ।

૧. એક વખત સ્પર્શમણિનો સ્પર્શ થતાંજ લોઢું સોનું થઇ જાય છે. પછી તેને માટીના ખાડામાં

કિંવા કોલસાની ખાણુમાં દાટી રાખો તો પણ તે સોનુંજ રહેશે. તેજ પ્રમાણે જેને સચ્ચિદાનન્દ પ્રાપ્ત થયા છે તેની અવસ્થા પણ એવીજ છે. તે સંસારમાં રહે કે વનમાં રહે. તેને કોઈ દોષ-સ્પર્શ કરી શકશે નહિ.

૨. જેમ લોઢાની તલવાર સ્પર્શમણિના સ્પર્શ કર્યા પછી સોનાની તલવાર બની જાય છે. આકૃતિ, પ્રકૃતિ પૂર્વના જેવીજ રહે છે. પરંતુ તેનાથી હિંસાનું કાર્ય કરી શકાતું નથી. તેજ પ્રમાણે ભગવાનના પાદપદ્મ સ્પર્શ કર્યા પછી તે ભક્તદ્વારા કોઇ પણ અન્યાય-કર્મ થતું નથી.

૩. એક મનુષ્યે પરમહંસદેવને પ્રશ્ન કર્યો કેઃ- "સિદ્ધ પુરૂષની અવસ્થા કેવી હોય છે ? " તેમણે ઉત્તર દીધોઃ " જેમ બટાકા, રિંગણા ચૂલા પર મૂકયા પછી ચઢી જાય છે ( સિદ્ધ થાય છે ) ત્યારે નરમ થઇ જાય છે. તેજ પ્રમાણે સિદ્ધ પુરૂષોનો સ્વભાવ નરમ થઇ જાય છે. તેનું અભિમાન દૂર થઇ જાય છે.

૪. પરમહંસદેવે પોતાનું શરીર બતાવી કહ્યું કેઃ– " આ તો માત્ર ખોળીયું છે. એમાં તો માતા બ્રહ્મમયી બિરાજી રહી છે. "

૫. મહાત્મા રામપ્રસાદનું ગાયન જ્યારે સાંભળીએ ત્યારે નવીન જણાય છે તેનું કારણ જાણો છો ? રામપ્રસાદ ગાયન ગાવાનું શરૂ કરતા તે વખતે માતા બ્રહ્મમયી તેમના હૃદયમાં વિરાજી રહેતાં.

૬. સંસારમાં અનેક પ્રકારે સિદ્ધ, અવસ્થા પ્રાપ્ત થાય છે. જેમકેઃ કોઇ સ્વપ્ન સિદ્ધ, કોઇ મન્ત્રસિદ્ધ, કોઇ અચાનક સિદ્ધ અને કોઇ નિત્ય સિદ્ધ હોય છે.

૭. કોઇને સ્વપ્નમાં ઇષ્ટમંત્ર પ્રાપ્ત થતાં તેનો જપ કરવાથી તે સિદ્ધ થાય છે. મન્ત્રસિદ્ધ પુરૂષો– સદ્ગુરૂ દ્વારા મન્ત્ર ગ્રહણ કરી સાધન દ્વારા સિદ્ધ થાય છે. અચાનક–સિદ્ધ પુરૂષો–દૈવયોગે કોઈ મહા પુરૂષની કૃપા પ્રાપ્ત થતાં સિદ્ધ થાય છે. નિત્ય સિદ્ધ પુરૂષોમાં બાલ્યાવસ્થાથીજ ધર્મ–બુદ્ધિ હોય છે. જેમ કેઃ–કહોળાં અને દૂધીના વેલાને પ્રથમ ફળ અને પછી ફૂલ આવે છે.

૮. ગરનાળા નીચેનું જળ સપાટાબંધ વહી જાય છે. તે એકત્ર થઇ રહેતું નથી. તેજ પ્રમાણે મુક્ત પુરૂષોના હાથમાં જે પૈસા ટકા આવે છે તે જમે થઇ રહેતા નથી. તે તો આવ્યા કે તુરતજ ખર્ચાઈ જાય છે, કારણ કે એવા પુરૂષોમાં વિષય-બુદ્ધિ બિલકુલ હોતી નથી.

૯. જે પુરૂષ ધ્યાનસિદ્ધ છે. તેને મુક્તિએ દાસી રૂપ છે. ધ્યાનસિદ્ધ કોને કહે છે તે જાણો છો ? જેઓ ધ્યાન કરવા બેસતાં જ ભગવાનની ભાવનામાં ગુલ્તાન થઇ જાય છે તેને.

૧૦. મુક્ત પુરૂષો સંસારમાં કેવા પ્રકારે વિચરે છે તે જાણો છો ? જેમ જળકુકડી જળમાં રહે છે પરંતુ તેને શરીરે જળ લાગતું નથી તેમ. જોકે તેને શરીરે સહજ જળ લાગતું હશે પરંતુ જ્યાં શરીરને એક વખત ખંખેર્યું કે સવ જળ દૂર થઇ જાય છે.

૧૧. નૌકા ગમે તે દિશામાં જાય તો પણ હોકા-યંત્રની માછલી તો ઉત્તર દિશામાં જ રહે છે તેથી જ નાવિકથી દિશા ભૂલ થતી નથી. મનુષ્યનું મન

પણ જો ઇશ્વરની દિશામાં રહે તો તેને કાંઇ પણ ભય ના રહે

૧૨. ચકમકનો પત્થર સેંકડો વર્ષ જળમાં પડી રહે તો પણ તેમાંનો અગ્નિ નષ્ટ થતો નથી. જળમાંથી બહાર કાઢી લોઢાનો ઘા કરતાં જ તેમાંથી અગ્નિ સ્ફુરે છે. તેજ પ્રમાણે શ્રદ્ધાળુ–પ્રભુ ભક્ત હજારો વર્ષ કુસંગતિમાં પડયો રહે તો પણ તેની શ્રદ્ધા–ભક્તિ કોઇ પણ પ્રકારે નષ્ટ થતી નથી. ભગવત્–કથા શ્રવણ કરતાં જ તેનું હૃદય ઇશ્વર–પ્રેમમાં ઉન્મત્ત થઇ જાય છે.

૧૩. જે મનુષ્ય જેવી ભાવના કરે છે તેવી જ તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. દૃષ્ટાંતમાં કહેવાય છે કેઃ–ભ્રમર કીટને પકડે છે ત્યારે કીટ ભ્રમરની ભાવના કરતાં કરતાં જ ભ્રમરવત્ થઇ જાય છે. તેજ પ્રમાણે જે મનુષ્ય સચ્ચિદાનંદની ભાવના કરે છે તે પણ સચ્ચિદાનંદમય થઇ જાય છે.

૧૪. નિશાખોર મનુષ્ય જેમ નિશા ( કેફ )ની ધુનમાં પહેરેલું વસ્ત્ર કવચિત્ મસ્તકે બાંધે છે અને કવચિત્ બગલમાં લઇ ફરે છે તેજ પ્રમાણે સિદ્ધ

મહા પુરૂષોની બાહ્ય અવસ્થા ઘણુંખરૂં એવા પ્રકારનીજ હોય છે.

૧૫. અહંકાર કેવો હોય છે તે જાણો છો? જેમ કમળનું પાદડું અને નાળિયેરી તથા સોપારીનું ફળ, તુટી પડયા છતાં પણ તે સ્થળે થોડોક ડાઘ રહી જાય છે તેજ પ્રમાણે અહંકાર જતો રહેવા છતાં પણ મનુષ્યમાં તેનો કંઇક ડાઘ રહી જાય છે. પરંતુ તેટલા અહંકારથી કોઇનું અનિષ્ટ કરી શકાતું નથી, તેમના દ્વારા ભોજન, પાન, શયન ઇત્યાદિ સિવાય અન્ય કોઇ કાર્ય થતું નથી.

૧૬. જેમ કેરી પાકતાં જ તે વૃક્ષ પરથી પોતાની મેળેજ તુટી પડે છે તેજ પ્રમાણે જ્ઞાન-પ્રાપ્ત થતાં જ આત્માભિમાન વગેરે પોતાની મેળેજ ચાલ્યા જાય છે. બળપૂર્વક દુર્ગુણોનો ત્યાગ કરવો કઠિન નથી.

૧૭. ગુણ ત્રણ પ્રકારના છે. (૧) સત્વ. (૨) રજઃ (૩) તમઃ એ ત્રણમાંના કોઇ પણ તે (ઇશ્વર) નજીક પહોંચી શકે એમ નથી. જેમ એક મનુષ્ય વનમાં થઇને ચાલ્યો જતો હતો. એ સમયે ત્રણ

લુંટારાએ આવી તેને ઘેર્યો, અને તેની પાસે જે કાંઇ હતું તે સર્વસ્વ લુંટી લીધું. તેમાંનો એક લુંટારો બોલ્યો કે: " આવા માણુસને પકડી રાખી મૂકવાથી લાભ શો ?" એમ કહી તેણે ખડ્ગ ઉંચકી તેને મારવાનું શરૂ કર્યું. એટલે બીજાએ આવી કહ્યું: " ના, ભાઇ, એને મારી નાંખશો નહિ. મારવાથી લાભ શો ? એના હાથપગ બાંધી રહેવાદો." તે પછી સર્વેએ મળી તેના હાથપગ બાંધીને તેને ત્યાં પડતો મૂકી ચાલ્યા ગયા. થોડીવાર પછી તેમાંનો એક પાછો આવી બોલ્યો કે: " અહા ! ત્હને બહુ કષ્ટ થયું છે. સબુર, હું ત્હારૂં બંધન તોડીનાંખું છું !" તે લુંટારાએ હાથપગ છોડી નાંખી તેને કહ્યું: " આવ, મ્હારી સાથે સાથે આવ. તને માર્ગ બતાવી દઉં છું. " એમ કહી રસ્તાની નજીક આવી કહ્યું: " આ માર્ગે થઇને ચડ્યો જા. ઘેર પહોંચી જશે." પેલા મનુષ્યે કહ્યું: " તમે મ્હને જીવતદાન દીધું છે. તમે મ્હારા ઘર સુધી આવો. " લુંટારો બોલ્યો: "હું ત્યાં સુધી આવી શકીશ નહિં. લોકો જાણી જાય. તમને રસ્તો બતાવી ચાલ્યો જાઉં છું ! "

૧૮. મુક્ત પુરૂષો સંસારમાં કેવી અવસ્થામાં રહે છે તે જાણો છો ? જેમ વાવંટોળીયા સમયે એંઠુ પતરાળું ઉડે છે તેમ મહાપુરૂષોને પોતાને કાંઇ પણ ઇચ્છા અભિમાન નથી. તેને તો પવન ઉડાવી જે દિશામાં લઇ જાય છે તે દિશામાં ( મહાપુરૂષો ) ચાલ્યા જાય છે. કોઈ સમય દુર્ગંધમય સ્થાનમાં વસે છે ત્યારે કોઇ સમય સારી જગ્યામાં પણ વિચરતા હોય છે.

૧૯. પરમહંસદેવ કહેતા કે: " ગુરૂ, ગૃહસ્વામી અને મહારાજ, ત્રણ શબ્દો સાંભળતાંજ મ્હારે શરીરે કાંટા ભોકાય છે. ઇશ્વર એજ ગુરૂ, આપણે તો શિષ્ય, ઇશ્વર એજ કર્ત્તા. આપણે તો અકર્ત્તા. ઇશ્વર યન્ત્રી ( એન્જીનિયર ). આપણે તો યન્ત્ર.

૨૦. માત્ર અન્ન હોય છે ત્યારે તેને જમીનમાં નાંખવાથી વૃક્ષ થાય છે પરંતુ જો તેજ અન્ન શેકીને વાવીએ તો તેનું વૃક્ષ થતું નથી. તેજ પ્રમાણે જેઓ સિદ્ધ થઈ ગયા છે તેમને આ સંસારમાં પુનર્જન્મ ગ્રહણ કરવો પડશે નહિ.

૨૧. પરમહંસ અવસ્થા કોને કહે છે તે જાણો છો ? જેમ હંસને દૂધ અને જળ એકત્ર કરી આપ્યું

હોય તો તે દૂધનું પાન કરી જળને પડતું રહેવા દે છે. તેજ પ્રમાણે પરમહંસ હોય છે તે સંસારનો સાર જે સચ્ચિદાનંદ છે તેને ગ્રહણુ કરે છે અને અસાર જે સંસાર—વિષય ભોગાદિક છે તેનો ત્યાગ કરે છે.

૨૨. પ્રથમતઃ અજ્ઞાન હોય છે ત્યાર પછી જ્ઞાન થાય છે. અંતે જ્યારે સચ્ચિદાનન્દ પ્રાપ્ત થાય છે ત્યારે જ્ઞાન અને અજ્ઞાનની પેલે પાર ચાલ્યા જવાય છે. જેમ શરીરમાં કાંટો વાગતાં, બહારથી બીજો કાંટો લાવી શરીરનો કાંટો કાઢવો પડે છે અને પછી બન્ને કાંટા ફેંકી દઇએ છીએ તેમ.

૨૩. જે મનુષ્યને સિદ્ધિ પ્રાપ્ત થઇ છે અર્થાત્ જેને ઇશ્વર સાક્ષાત્કાર થયો છે તેના દ્વારા કોઇ પ્રકારનું અન્યાય કાર્ય થશે નહિ. જેમ કોઈ મનુષ્ય નૃત્ય કરવાનું જાણુતો હોય છે ત્યારે તેનો પગ કદી પણુ બેતાલ પડતો નથી તેમ.

૨૪. બૃહસ્પતિના પુત્ર કચને સમાધિ ભંગ થયા પછી જ્યારે તેનું મન બાહ્ય જગત્માં પરોવાયું ત્યારે ઋષિઓએ તેને પૂછ્યું હતું કેઃ “ હમણાં તમને કેવો અનુભવ થાય છે ? ” તેમણે ઉત્તર દીધો હતો

કેઃ " सर्वं ब्रह्ममयं " તેના સિવાય બીજું કાંઇ પણ હું જોઇ શકતો નથી.

## सर्व धर्म समन्वय ।

૧. જેમ ગ્યાસનો પ્રકાશ એક સ્થળમાંથી શહેરનાં અનેક સ્થળમાં નાના પ્રકારે પ્રકટે છે તેજ પ્રમાણે અનેક દેશના–અનેક જાતિના ધાર્મિક મનુષ્યો તે એક ભગવાનમાથીજ ઉત્પન્ન થયાં છે.

૨. અગાશીમાં ચઢવા માટે દાદર, નિસરણી, વાંશ, વગેરે અનેક ઉપાયે ચઢી શકાય છે તેજ પ્રમાણે એક ઇશ્વર સમિપ પહોંચવાના અનેક ઉપાય છે. પ્રત્યેક ધર્મો છે તે એક એક ઉપાયજ છે.

૩. ઇશ્વર એક છે. તેનાં અનેક નામ છે અને ભાવનાઓ પણ અનેક છે. જે મનુષ્ય જે નામથી અને જે ભાવનાથી પ્રાર્થના કરશે તેને તેનો સાક્ષાત્કાર થશેજ થશે.

૪. કોઇ પણ મનુસ્ય જે પ્રકારની ભાવનાથી, જે નામથી અને જે રૂપથી તેને એક સચ્ચિદાનન્દ

જાણી સાધન-ભજન કરશે તેને નિશ્ચય ભગવાન પ્રાપ્તિ થશેજ.

૫. જેટલા ધર્મ—સમ્પ્રદાય છે તેટલા ઇશ્વર પ્રાપ્તિના માર્ગ સમજવા. જેમ દક્ષિણેશ્વર આવવા માટે કોઇ મનુસ્ય નૌકાદ્વારા, કોઈ ઘોડા—ગાડીદ્વારા, અને કોઇ પગે ચાલીને આવે છે તે પ્રમાણે ભિન્ન ભિન્ન ધર્મ—સમ્પ્રદાયદ્વારા ભિન્ન ભિન્ન મનુષ્યો સચ્ચિદાનંદ પ્રાપ્ત કરી શકે છે.

૬. માતાનો પ્રેમ સર્વ બાળકો ઉપર એક સરખો જ હોય છે. પરંતુ કોઇ બાળકને માટે રોટલી, કોઇને માટે રાબડી, કોઇને માટે પતાસાં વગેરે જેને માટે જેની આવશ્યકતા તેને જણાય છે તેને તેજ વસ્તુ આપે છે. તેજ પ્રમાણે ભગવાન પણ ભિન્નભિન્ન સાધકોને તેની શક્તિ અને વ્યવસ્થા અનુસાર સાધનની વ્યવસ્થા કરે છે.

૭. મહાત્મા કેશવચંદ્રસેને પરમહંસદેવને પૂછ્યું હતું કે: “ ભગવાન તો એક છે ત્યારે ધર્મ સમ્પ્રદાયોમાં પરસ્પર આટલો બધો વાદ વિવાદ શામાટે? ઉત્તર દેતાં પરમહંસદેવે કહ્યું હતું કે: “ જેમ

લોકો પૃથિવિ પર ." આ મ્હારૂં ઘર અને આ મ્હારી જમીન." વગેરે કહીને તેટલો પૃથિવિનો વિભાગ ઘેરી બેસે છે પરંતુ ઉપર તો એક અનન્ત આકાશજ છે. તેને કોઇ ઘેરી શકતું નથી તેજ પ્રમાણે અજ્ઞાનતાને લીધેજ મનુષ્યો પોતપોતાના ધર્મને શ્રેષ્ઠ કહી નિરર્થક તોફાન–ટંટા ઉપસ્થિત કરે છે પરંતુ તેમને જ્યારે યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે પરસ્પર વાદવિવાદ રહેતો નથી.

૮. હિંદુઓમાં જ્યારે અનેક ધર્મ–મત સાંભળવામાં આવે છે ત્યારે આપણે કયો ધર્મમત સ્વિકારવો ? પાર્વતિજીએ મહાદેવજીને પ્રશ્ન કર્યો કે ? " મહારાજ ! સચ્ચિદાનંદ શી રીતે પ્રાપ્ત કરી શકાય ? " મહાદેવજીએ ઉત્તર દીધો કે: " વિશ્વાસ (શ્રદ્ધા) એ માર્ગ ગ્રહણ કરવાથી કોઇને નુકશાન થતું નથી. મનુશ્યોને ગમે તે મંત્રની દીક્ષા પ્રાપ્ત થઈ હોય પણ તેણે વિશ્વાસ (શ્રદ્ધા) સહિત ઇશ્વરનું સાધન કરવું જોઇએ. "

૯. જેના સાંકડા વિચારો છે તેઓજ અન્યના ધર્મની નિંદા કરે છે અને પોતાના ધર્મને શ્રેષ્ઠ કહી

ટોળું બાંધે છે પરંતુ જેઓ ઇશ્વરાનુરાગી છે–કેવળ સાધન–ભજન કરી રહ્યા છે તેમને કોઇ ટોળું બાંધવાની આવશ્યકતા નથી. જેમ તળાવ કે ખાબોચીયામાં ટોળું બંધાઈ શકે પણ નદીમાં ટોળું બંધાઇ શકે નહિ.

૧૦. ભગવાન એક છે. સાધક અને ભક્તો, ભિન્ન ભિન્ન ભાવના અને રૂચિ અનુસાર તેની ઉપાસના કરે છે. જેમ ગૃહસ્થો એક દૂધી લાવે છે તેમાંથી ઘરનું કોઈ માણસ શાક બનાવે છે, કોઇ તેનાં મુઠીયાં બનાવે છે, કોઇ ભજીયાં બનાવે છે, કોઇ રાયતું બનાવે છે, તેજ પ્રમાણે જે મનુષ્યની જેવી ઇચ્છા હોય છે તેજ ભાવનાપૂર્વક ભગવાનનું સાધન–ભજન અને ઉપાસના કરે છે.

૧૧. જળ એ એક પદાર્થ છે. પરંતુ દેશ–કાલ અને પાત્ર ભેદને લીધે તેનાં ભિન્નભિન્ન નામ કહેવામાં આવે છે. જેમકે બંગાળામાં જલ કહે છે, હિંદીમાં પાણી કહે છે, અને અંગ્રેજીમાં વૉટર કહે છે. પરસ્પર એક બીજાની ભાષા નહિ જાણવાથી કોઈ એક બીજાના કથનમાં સમજી શકતા નથી,

પરંતુ જ્યારે ભાષા સમજવામાં આવે છે ત્યારે તો અનેક નામનો એકજ અર્થ જાણી શકાય છે. તે વખતે ભાવનામાં ભિન્નતા જણાતી નથી.

૧૧. ભગવાનનું નામ અને વિચાર, જે પ્રકારે બને તે પ્રકારે કરો. તેમ કરવાથી કલ્યાણજ સધાશે. જેમ સાકરની રોટલી સીધી કરીને ખાઓ કે આડી કરીને ખાઓ, તે તો મિષ્ટજ લાગશે.

## कर्म फळ.

૧. પાપ અને પારો કોઇ પચાવી શકશે નહિ. જો કોઇ માણસ ગુપ્ત રીતે પારો ખાઇ જશે તો પણ કોઇ એક દિવસ તે તેને શરીરે ફુટી નિકળશે. પાપ કર્યાથી પણ તેનું એવુંજ પરિણામ આવશે. તેનું ફલ પણ કોઇ એક દિવસ નિશ્ચય ભોગવવું પડશે.

૨. કરોળીયો જેમ પોતાની બનાવેલી જાળમાં પોતેજ સપડાય છે તેજ પ્રમાણે સંસારી જીવો પોતાનાં કર્મ ( જાળ )માં પોતેજ બંધાય છે. જ્યારે ભમરો ઘર બનાવવા છતાં એક દિવસ ભાંગીને તે ઇચ્છાનુ-સાર વિચરણ કરે છે.

# યુગ ધર્મ.

૧. પરમહંસદેવ સર્વદા કહેતા કે: "હાથવડે તાળીયો પાડીને સવાર–સાંજ હરિનામ સ્મરણ કરવું. તેમ કરવાથી સર્વ પાપ–તાપ દૂર થઇ જશે. જેમ વૃક્ષની નીચે ઉભા રહી તાળીયો પાડવાથી વૃક્ષપ બેઠેલાં સર્વ પક્ષીઓ ઉડી જાય છે તેજ પ્રમાણે તાળીયો પાડવાથી દેહરૂપી વૃક્ષ ઉપરથી અવિદ્યા–અજ્ઞાનતા–રૂપી પક્ષીઓ ઉડી ન્હાસી જાય છે.

૨. પ્રાચીન કાળમાં સાધારણ તાવ આવતો અને તે સામાન્ય ચૂર્ણ આદિ ખાવાથી બંધ થઇ જતો. પરંતુ અત્યારે તો મેલેરિયા જેવો સખ્ત જ્વર થયો છે ત્યારે અનેક સખ્ત ઔષધીઓ પણ ડૉકટરો–વૈદ્યો બનાવવા લાગ્યા છે. પ્રાચીન કાળના લોકો યોગ–યાગ અને તપસ્યા કરતા. અત્યારે તો કલિયુગના જીવોના અન્નગત પ્રાણ છે. દુર્બળ મનના છે. એકાગ્ર–એકચિત્ત થઇને હરિનામ કહે તો સર્વ પ્રકારના સંસાર–વ્યાધિ નાશ પામે.

૩. જાણુતાં, અજાણુતાં અથવા ભ્રાંતિપૂર્વક, કોઇ પણ ભાવનાથી ઇશ્વરનું નામ સ્મરણુ કર્યાથી તેનું ફળ અવશ્ય મળશે. જેમ કોઇ શરીરે તેલ ચોળીને સ્નાન કરવા જાય છે તે સ્નાન કરી શકે છે, કોઇને પરાણે નદીના જળમાં ધકેલી દેવામાં આવે છે તેને પણુ સ્નાન થાય છે અને કોઇ ઘરમાં સૂતો હોય છે તેના પર જળ રેડવામાં આવે તેને પણુ સ્નાન થાય છે.

૪. અમતના કુંડમાં કોઇ પણુ પ્રકારે એક વખત પડવામાં આવે તો અમર થઇ જવાય છે. કોઈ સ્તુતિ સ્તોત્રો કહીને તેમાં પડે તે અમર થાય છે અને કોઇને પરાણે તે અમૃતકુંડમાં ધક્કો મારી ફેંકી દેવામાં આવે તે પણુ અમર થાય છે તેજ પ્રમાણે ભગવાનનું નામ જાણુતાં, અજાણુતાં અથવા ભ્રાંતિથી, કોઇ પણુ પ્રકારે સ્મરણુ કરવામાં આવે તો તેનું ફળ અવશ્ય તેને મળે છે.

૫. આ કલિયુગમાં નારદીય—ભક્તિ યોગ્ય છે. અન્ય યુગોમાં નાના પ્રકારની કઠોર તપસ્યા કરવાનો

આદેશ હતો, પરંતુ તે સર્વ સાધન કરવાથી આ યુગમાં સિદ્ધિ-પ્રાપ્ત કરવી કઠિન છે. એક તો જીવનું અલ્પ આયુષ્ય, તેમાં વળી મેલેરિયા વગેરે ભયંકર રોગો ઘેરો ઘાલી બેઠા છે પછી કઠોર તપસ્યા શી રીતે કરી શકાય ?

## धर्म प्रचार.

૧. સાધુ મહાપુરૂષોને તેમની નજીકના આત્મીય જનો માન આપતા નથી, પરંતુ દૂર દેશાવરના લોકો તેમને માન આપે છે તેનું કારણ શું ? જેમ બાજી-ગરની બાજી તેમના નજીક રહેનારાં માણસો જોઇ શકતાં નથી પરંતુ દૂર ઉભેલાં માણસોજ જોઇ સ્તબ્ધ થાય છે તેમ.

૨. એક પ્રકારના વૃક્ષનાં બીજ વૃક્ષની નીચે નહિ પડતાં દૂર જઈ પડે છે અને ત્યાં વૃક્ષ ઉગે છે તેજ પ્રમાણે ધર્મપ્રચારકોની ભાવના દૂર પ્રકાશી રહે છે અને દૂરના લોકોજ તેનો આદર-સત્કાર કરે છે.

૩. દીપકની નીચે અંધકારજ રહે છે. તેનો પ્રકાશ દૂર સુધી વિસ્તાર પામે છે. તેજ પ્રમાણે

સાધુ-પુરૂષોની નજીક રહેતાં માણુસો તેમની ભાવના સમજી શકતા નથી. દૂર દેશમાં રહેતાં મનુષ્યો તેમની ભાવનાથી મુગ્ધ થાય છે.

૪. પોતાને મારવા માટે એક સામાન્ય અસ્તરો બસ છે. પરંતુ બીજાને મારવા માટે ઢાલ તરવારની આવશ્યકતા હોય છે તેજ પ્રમાણે લોકોને શિક્ષણ આપવા માટે અનેક શાસ્ત્રનો અભ્યાસ કરવો પડે છે અને અનેક તર્કયુક્તિપૂર્વક સમજાવવાની આવશ્યકતા હોય છે. પરંતુ પોતાને ધર્મ-પ્રાપ્તિ કરવી હોય તો કેવળ એકજ વચન પર વિશ્વાસ-શ્રદ્ધા રાખવાથી કામ થઇ જાય છે.

૫. આપણા દેશમાં જ્યારે લોકો અનાજ જોખે છે ત્યારે એક માણુસ ત્રાજવાં લઇ જોખે છે અને બીજો માણુસ તેની પાછળ અન્નના ઢગલા આગળ ઉભો રહે છે. જેમ જેમ ઢગલો ઓછો થતો જાયછે તેમ તેમ નજીક ઉભેલો માણુસ જોખનારની સ્હામે અન્ન ઠેલી આપે છે. તેજ પ્રમાણે જેઓ સાચા સંત અને પ્રભૂ-ભક્ત છે, તેમને મુખેથી ઇશ્વરની

કથા પૂર્ણ થતાં પહેલાં તો તેમના અંતઃકરણમાંથી નવીન ભાવના પ્રકટ થાયછેજ. તેમની ધર્મ–ભાવના પૂર્ણ થતીજ નથી.

૬. જેમ એક મનુષ્ય કાષ્ટ આદિનો સંગ્રહ કરી અગ્નિ સળગાવે છે અને બીજા પાંચ મનુષ્યો ત્યાં બેસી તાપણી તાપે છે. તેજ પ્રમાણે સાધુ સન્યાસીઓ કઠોર તપસ્યા કરી ભગવાનનો સાક્ષાત્કાર કરે છે અને પાંચ મનુષ્યો આવી તેમની સંગતિ કરી, તેમનો ઉપદેશ શ્રવણ કરી ભગવાનમાં ચિત્ત સ્થિર કરે છે.

૭. સાચો ધર્મ–પ્રચાર કેવો હોય છે તે જાણો છો ? લોકોને ઇશ્વર–ભજન કરાવવા પહેલાંજ પોતે ઇશ્વર–ભજન કરે તો યથેષ્ઠ ધર્મ–પ્રચાર થાય. જે મનુષ્ય પોતે મુક્ત થવાનો યત્ન કરે છે તેજ યથાર્થ ધર્મ–પ્રચાર કરે છે. જે મનુષ્ય પોતેજ મુક્ત છે. તેની પાસે કોણ જાણે ક્યાંથી હજારો લોકો આવી ધર્મ શિક્ષણ પ્રાપ્ત કરે છે. પરમહંસદેવ દૃષ્ટાંત દેતા કેઃ પુષ્પ વિકસે છે ત્યારે અનેક ભ્રમર તેની આસપાસ આવી એકત્ર થાય છે તેમ.

# विविध ।

૧. કલકતાનો કોઇ એક વિખ્યાત શ્રીમંત પરમહંસદેવના દર્શન કરવા આવ્યો હતો. તેણે નાના પ્રકારના તર્કવાદ કરવાનું શરૂ કર્યું. એટલે પરમહંસદેવે તેને કહ્યું કે: " વૃથા તર્ક કરવાથી લાભ શો ? સરલ હૃદયે ભગવાનની પ્રાર્થના કર્યા જાઓ. તોજ તમારૂં કલ્યાણ થશે. " આ કથન પેલા દામ્ભિક શ્રીમંતની ઇચ્છાનુસાર નહિ હોવાથી પુનઃ તેણે પૂછ્યું: " શું આપ સર્વ જાણી શક્યા છો ! " પરમહંસદેવે નમ્રતાપૂર્વક બે હાથ જોડી તેને કહ્યું: " હું કાંઇ પણ નથી જાણતો એ સત્ય પરંતુ સાવરણી અપવિત્ર હોવા છતાં પણ જે સ્થાનમાં ફરે છે તે સ્થાનને પવિત્ર કરે છે–સ્વચ્છ કરે છે. "

૨. વનમાં ભ્રમણ કરતી વખતે, જળપાન કરવા માટે, રામચંદ્રજી પંપ્પા સરોવરમાં ઉતર્યા હતા. કિનારે માટીમાં ધનુષ્ય–બાણ દબાવ્યાં હતાં. જળપાન કરી આવ્યા પછી જોયું કે: એક દેડકો બાણથી વિંધાઇ લોહીલુહાણ થયો છે. રામચંદ્રજીએ અતિશય દુઃખ

પામી તેને પૂછ્યું કે: " તેં બૂમ કેમ ના પાડી ? બૂમ પાડી હોત તો અમે જાણવા પામત અને ત્હારી આવી દુર્દશા થાત નહિ. " દેડકાએ કહ્યું કે: " રામચંદ્રજી ! જ્યારે વિપદમાં પડીએ છીએ ત્યારે " રામ રક્ષણ કરો. " એમ કહી બૂમ પાડીએ છીએ પરંતુ આજે તો રામેજ માર્યો ત્યાં પછી કોને બૂમ પાડવી ? "

૩. એક સાધ્વી ભગવત્ પરાયણ સ્ત્રી સંસારમાં રહીને પતિ–પુત્રની સેવા કરતી અને ભગવત્–નામ–સ્મરણ પણ કરતી. એકદિવસ વ્યાધિગ્રસ્તથઇ તેના પતિએ પ્રાણત્યાગ કર્યા. પતિની મરણક્રિયા પછી તેણે કાચની ચૂડીયો ભાંગી ફેંકી દઇ સોનાની બંગડીઓ પહેરી. લોકોએ તેનું કારણ પૂછતાં તેણે ઉત્તર દીધો કે: " મ્હારા પતિનો દેહ આટલા દિવસ કાચની બંગડીના જેવો ક્ષણભંગુર હતો પરંતુ હવે તે અનિત્યદેહ નાશ પામ્યો છે. હવે તો તે (આત્મા) ક્ષણભંગુર નથી. હવે તો તે નિત્ય–અખંડ સ્વરૂપ છે. તેથીજ મ્હેં કાચની બંગડીઓનો ત્યાગ કરી મજબૂત દાગિના પહેર્યા છે.

૪. ગંગાજળ એ સાધારણ જળ નથી. શ્રીવૃન્દાવનની રજ એ સાધારણ ધૂળ નથી અને શ્રીજગન્નાથદેવનો મહાપ્રસાદ એ સાધારણ અન્ન નથી. એ ત્રણે તો બ્રહ્મનું સ્વરૂપ છે.

॥ ॐ श्री रामकृष्णार्पणमऽस्तु ॥



શ્રી "આદર્શ" પ્રિન્ટિંગ પ્રેસમાં
શાહ વાડીલાલ ડાહ્યાભાઈ પંડિતે છાપ્યું
ઠે. નવા દરવાજા, પાંચકુવા–અમદાવાદ.

એક અપૂર્વ બોધક, ઉપદેશક, ઉત્તમ જીવન ચરિત્ર ગ્રંથ!

# स्वामी विवेकानन्द ।

## ( भाग बीजो–संपूर्ण. )

(દશ–બાર સુંદર ચિત્રો અને વચનામૃત સહિત પૃષ્ઠ ૫૦૦, ગ્લેઝડ કાગળ, સોનેરી નામ સાથે સુંદર પાકું પુઠું. )

**મૂલ્ય**–જેમ બને તેમ સસ્તું રખાશે. **નામ નોંધાવો.**

આ બીજા ભાગમાં સ્વામિજીના જીવનના મહત્વના પ્રસંગો જેવા કે, અમેરિકા, યુરોપ. વગેરે દેશોમાં ઉપદેશદાન, ધર્મ સંબંધી ગહન વિષયોનું સ્પષ્ટિકરણ, કર્મનો પ્રસાર, જૂદા જૂદા ધર્મબંધુ અને ધર્મ ભગિનિઓનો મેળાપ, તેમને દીક્ષાદાન, ઇગ્લેંડ ગમન, અમેરિકામાં વેદાન્તનો પાયો સ્થાપવો, ભારતવર્ષ સંબંધી સ્વતંત્ર વિચાર–દર્શન, સિંહલદ્વિપ, દક્ષિણ-ભારત, મદ્રાસ, કલકત્તા, રામકૃષ્ણમિશન પ્રતિષ્ટા, આલમોડા, ઉત્તર–ભારતમાં પ્રચાર, બેલુડમઠ પ્રતિષ્ટા, બેલુડ મઠમાં, જીવન સરિતાને કિનારે, મહાપ્રસ્થાનનો પૂર્વાભાસ, મહાસમાધિ, જન્મ કુન્ડલી. વગેરે અતિ બોધક જીવન–પ્રસંગો પ્રગટ થશે. ગ્રન્થ સમ્પૂર્ણ થશે. **નામ નોંધાવી રાખો.** પત્રવ્યવહાર:–

**ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.**

સમ્પાદક:–**ભારત જીવન–અમદાવાદ.**

# "સસ્તી વાર્તામાળા"નાં થોડાં પુસ્તકો સીલીક છે.



મહારાણા પ્રતાપસિંહ-પાકું પુઠું રૂ. ૧-૪-૦ ૨-અનુપકુમારી રૂ. ૧-૪-૦ ૩-બ્રહ્મ-ચારિણી રૂ. ૧-૪-૦ મહારાણીય કથાકુંજ રૂ. ૦-૧૨-૦ ૫-શાહેનશાહ જહાંગીર રૂ.૦-૮-૦ ૬-ઉમાજી નાયક રૂ. ૦-૮-૦, ૭-શાંતિનિકેતન રૂ. ૧-૪-૦, ૮-રાજા છત્રસાલ રૂ. ૧-૮-૦, ૯-યુરોપનો રણરંગ રૂ. ૧-૨-૦, ૧૦-સુધરેલી સીતા રૂ. ૧-૮-૦, ૧૧-આનંદ મંદિર રૂ. ૧-૪-૦ ૧૨-છત્રપતિ રાજારામ રૂ. ૧-૮-૦, ૧૩-આદર્શ ગૃહસ્થ અને જાપાની જાસુસ, રૂ. ૧-૮-૦ ૧૪-સતી ત્રિવેણી રૂ. ૧-૮-૦, ૧-દેવી અન્નપુર્ણા રૂ. ૧-૪-૦, ૨-સાધ્વી શશીકલા રૂ. ૧-૦-૦, ૩-મહાત્મા રામચંદ્ર રૂ. ૧-૮-૦, ૪-શ્રી રામ-કૃષ્ણ પરમહંસનું વિસ્તૃત જીવન ચરિત્ર પૃષ્ઠ ૮૨૫ રૂ. ૨-૮-૦ ( બંધાય છે. ) સર્વનું પોષ્ટેજ વી. પી. ખર્ચ જૂદું પડશે.

ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.
સમ્પાદકઃ-ભારત જીવન-અમદાવાદ.

"બ્રહ્મથી તે કીટ પર્યંત સર્વ ભૂત માત્રમાં તેજ પ્રેમમય 'ઇશ્વર' વ્યાપી રહ્યો છે! હે મિત્ર! ત્હારૂં મન, પ્રાણ અને શરીર તે સર્વની સેવામાં અર્પણ કર. ત્હારા સન્મુખ અનેક રૂપે તે (ઈશ્વર) હોવા છતાં તું તેને બીજે ક્યાં શોધે છે! જે મનુષ્ય જીવ માત્ર ઉપર પ્રેમ કરે છે તેજ ઈશ્વરની સે[illegible] કરે છે."

" કંઇક વર્ષ પર્યંત મ્હે [illegible] પ નિવાસ કર્યો છે, પરતુ તેમની જિહ્વાએ કોઇ, [illegible] સમ્પ્રદ નિન્દાસૂચક વાક્યોચ્ચાર કર્યો નથી. સર્વ સમ્[illegible] પ્રત્યે તેમની સમાન સહાનુભૂતિ હતી. તેમણે તે સ[illegible] એક-સમાનતા દીઠી હતી."

स्वामी विवेकानं[illegible]